૮૨૬

# મનોરંજક ગરબાવળી.

સરવે સોખીના સજ્જનોને વાસ્તે.

બનાવનાર

પરશુરામ કવિએ.



## अमदावाद

માણેકચોક કાગદી ઓળમાં મોતી હલી-
ચંદના મકાનમાં વાડીલાલ હલીચંદના
"ગુજરાત યુનિયન પ્રેસમાં"

કુંવરજી હઠીશંગે
છાપી તથા પ્રસિદ્ધ કરી.

સને ૧૮૭૫ સંવત ૧૯૩૧

કીંમત ૮ આના

# સાંકળિયું

———

# મનોરંજક ગરબાવળી

## અન્ન દેવ વિશે

"પ્રાણિયા ભજી લેને કરતાર, આતો સ્વપ્નું છે સંસાર" રાગ
તમને આરાધું અન્ન દેવ, પ્રથમ કરૂં તમારી સેવ; ટેક.
સવા પહોરે સુતાં ઉઠે, પહેલે પ્રાતઃકાળ
માતા પાસે ખાવા માગે, ખકોર કરતાં બાળ, તમને૦ ૧
પહોર દાહાડામાં આવી મળેતો, કાયા કરે કલોલ;
માણસ થાય છે મરવા જેવું, ઘડી થાય જો શોળ ત૦ ૨
વાત કરતાં વઢી પડે છે, ભણતાં જાય છે ભુલી;
આંખુડાએ અંધારાં આવે, કાયા થઇ જાય લુલી; ત૦ ૩
પંદરે દિન એકાદશી આવે, વરત તણાં મહિમાય;
રાત પડેને સ્વપ્નું લાગે, વાણું ક્યારે વાય ત૦ ૪
બળિયામાં જે બળિયો કહાવે, જેછે સઉથી બળિયો;
તે જો પામે ત્રીજે પહોરે, ધુળ થઇને ઢળિયો. ત૦ ૫
તેત્રિસકોટી દેવ મળિને, સઉકો તમને પુજે;
કહે રણછોડ અન્નદેવ મળેતો, સરવે વાતો સુજે; ત૦ ૬

---

## અંબાજીની સ્તુતી

"શેઠ સગાળસા સાધુને સેવે વાણીઆ પાળે વરત" એ રાગ
બેડો બઇ બુડતો તારોરે, અંબે આઇ પાર ઉતારો રે; ટેક.

આ ખેપે હુંતો ઘણું કમાયો, ભર્યો અનંગળ માલ;
ગયા દરિયા વચ્ચે તોફાન લાગ્યું, શારે પાસે હેવાલ; ખે૦
ખલાશિયાતો ખડખડ કરે છે, માહા જુલમ મનમાંય;
માલ ધણી વિમાશી રહ્યોછે, ડોલ્યું દરીયામાંય; ખેડો૦ ૨
મધ્ય દરીઆ વચ્ચે ડોલ્યું માતાજી, વાહાણને નથી વીશ્રામ;
એક નામનો આશરો તારો, કરો સેવકનાં કામ; ખે૦ ૩
ઊંચુ જોઉતો આભ માતાજી, નીચું જોઉતો નીર;
બાળા શકિત માડી ઘુમ સાંભળજો, સાજુ રાખોને શરીર. ૪
કુવાયરાની લેહેરો લાગીને, મોજા તણી શી વાત;
અપ શુકનની આ વેળા આવીછે, ધાઓ ધાઓ અંબે માત
હાથેથી હવે નેજા છુટયા, શઢ પણ ડંડા તોડ;
અંત સમાની આ વેળા થઇ હવે, મોટા ભાલેછે મોડ; ૫
ડુંગરિએતો દવ લગાડેલો, પુરણ કીધેલાં પાપ;
એક પોહોરથી સ્તુતી કરૂંછું, આવોને આપો આપ; ખે૦૬
અરધું વહાણ મેં અર્પણ કીધું, સાક્ષી ઊંચો આભ,
આ અવસર આરાસુરી આવો, નથી ખાવો મારૂ લાભ; ખે૦ ૭
જગત જનેતા સ્તુતી સુણી થયાં, વાઘ ઉપર અસવાર;
ઝાઝ ઉપર જઇ ત્રિશુળ ઝાપટયું, તાર્યું તે જળ મોઝાર; ખે૦૮
વેહેવારીયો તે અચરજ પામ્યો, આવ્યું મનમાં વહાલ;
કરજોડા રાવો ભકત ભણેછે; આરપી દીધો બધો માલ; ૯

---

## માતાની સ્તુતી

"અંબા જોવાની આડીરે, નીરખું મોઝી માડી" એ રાગ.

દીધાં તેં સુખ દહાડી દહાડીરે, મારા મનમાં છે માડી;
ઘણી ઘણી વિપત ઘટાડીરે, મારા મનમા છે માડી. ટેક

બાળપણે હું હતો બહુ નિર્બળ;
પણ તેં પીડા ન પમાડીરે. મારા૦ ૧

પૃથ્વી ઉપર મેતો પગ ન મંડાતો,
પ્રીતે તું ફરતી ઉપાડીરે. મારા૦ ૨

હાલરડાં ગાતી હેતે હીંચોળી,
પારણાં માંહી પોઢાડીરે. મારા૦ ૩

બીનેથી કોરૂ સંભાળીને કરતી,
આછાં ઓછાડ ઓછાડીરે. મારા૦ ૪

ભુખ્યો થયો ત્યારે ભર નીંદ્રાથી,
ઊંઘે ભરી ઉઠાડીરે. મારા૦ ૫

દુખિયો દેખીને થતી દુખી દીલમાં;
પાંપણથી આંસુ પાડીરે, મારા૦ ૬

જોઇતું તે હું કહી શકતો ન જીભે,
ચેતથી ચિત પહોંચાડીરે મારા૦ ૭

મારા સારૂ પીધાં તે ઘસી મુળીયાં;
ખારાં કે કડવાં ઉકાળીરે. માર૦ ૮

દિવસમાં ઘડીએ ન જંપવા દેતો;
એવો હતો હું અનાડીરે. મારા૦ ૯

ખાતાં પીતાં કે ખરા સુખ દુઃખમાં,
વિધ વિધ વાતે વીતાડીરે. મારા૦ ૧૦
ચાર ઘડી એવી ચાકરીનો ગુણ,
મનથી શકુ ન મટાડીરે. મારા૦ ૧૧
દપતરામ કહે દાસ થઇને;
આપીશ બદલો અગાડીરે મારા૦ ૧૨

---

દિન દિન બહુ સુખદાતારે, માયાળુ મારી માતા;
તું જગમાં ખરી ત્રાતારે, માયાળુ મારી માતા-ટેક
જેટલા ગુણ ગાઉં તેટલા થોડા;
સો નથી ઉચરી શકાતા, માયા૦ ૧
સંસારમાં સઉ સ્વારથી સરખા;
પેખ્યા સગા પરખાતારે. માયા૦ ૨
ભુંડો ભલો પણ માતા નિભાવે;
જોયા બીજા તજી જાતારે માયા૦ ૩
જોયું નહી હેત માતાનાં જેવું;
આહન તો બહુ ચહાતારે; માયા૦ ૪
માતાના ગુણ નહી માને તે પુત્રો,
પાછળથી પસતાતારે. માયા૦ ૫
જેને માતા નહી તે સુત જોયા,
મહા દુખ માંહી મુઝાતારે. માયા૦ ૬
માતાનું મન તેતો સ્નેહનો સાગર,

વિશ્વમાં રચિયો વિધાતારે. માપા૦ ૭
ભાવ ભરેલાં ભલે હોય ભુમાં,
ભગનીને વળી ભ્રાતારે. માપા૦ ૮
માસી કે મામા ને કાકી કે કાકા;
સો ભલે હોય સોહાતારે. માપા૦ ૯
નેહ ભરી ભલી નારી તણા ગુણ,
તારી તો તુલ્ય ન થાતારે; માપા૦ ૧૦
આ ભવમાં ભલી તું આપનારી,
સર્વ વિધિ સુખ સાતારે. માપ૦ ૧૧
દલપતરામ કહે ખરા દીલથી,
ગુણ નથી ગણનાં ગણાતારે. માપા૦ ૧૧

## મલાવરાવનો રાસડો ૪

મેજર વાકર સાહેબે સંવત ૧૮૫૮માં કડીમાંથી
મલાવરાવને કાઢ્યો તે બાબત.

પીતળ લોટા જળે ભર્યારે, દાતણ કરતા જાઓરે
મલાવરાવ, શેહેરનો સુબો કયારે આવશેરે.
દાતણ કરશું વાડીએરે, ફરતી ફરંગીની ફોજરે માલાવ૦ ૧
તાંબા કુંડિયો જળે ભરીરે, નહાવણ કરતાં જાઓરે; મ૦
નહાવણ કરશું વાડિયેરે, ફરતી ફરંગીની ફોજરે; મ૦
રાંધી રસોઇઓ એમ રહીરે, ભોજન કરતા જાઓરે. મ૦
ભોજન કરશું વાડિયેરે, ફરતી ફરંગીની ફોજરે. મ૦

પાન સોપારીને એળચારે, મુખવાસ કરતા જાઓરે; મ૦
મુખવાસ કરશું વાડિયેરે, ફરતી ફરંગીની ફોજરે મ૦ ૪
સોનાં તે કેરા સોગઠાંરે, રમત રમતા જાઓરે. મ૦
રમત રમશું વાડિયેરે, ફરતી ફરંગીની ફોજરે. મ૦ ૫
હીંચણ સામા ઢોળિયારે, પોઢણ કરતા જાઓરે મ૦
પોઢણ કરશું વાડિયેરે, ફરતી ફરંગીની ફોજરે. મ૦ ૬
ક્યાંથી આવ્યો પીટચો જંગલોરે, માંથે ટોપી ભુરા વેશરે;
રાણી રૂએ રંગ મોલમાંરે, દાશિઓ રૂએ દરબારરે મ૦ ૭
હાટ રૂએ હાટ વાણિયારે, ચોરે રૂએ ચારણ ભાટરે; મ૦
શેહેર છોડી સુબો નિસરચોરે, લીધી નડિયાદથી વાટરે મ૦

## વધાવાનું ધોળ ૫

ભમરા પેહેલો વધાવો મારે આવિયો;
મેંતો મોકલ્યો મારા દાદાને દરબારરે.
વાડીના ભમરા દ્રાખ મીઠીરે ચાંપાનેરની.
મારી માતાએ હરખે વધાવિયો;
મારા દાદાએ ઝાલ્યા પાલવ છેડારે; વાડી૦ ૧
ભમરા બીજો વધાવો મારે આવિયો,
મેંતો મોકલ્યો મારા વીરાને દરબારરે; વાડી૦ ૨
મારી ભાભીએ હરખે વધાવીયો,
મારા વીરાએ ઝાલ્યા પાલવ છેડારે, વાડી૦ ૩
ભમરા ત્રીજો વધાવો મારે આવિયો;

મેંતો મોકલ્યો મારા મામાનો દરબારરે. વાડી૦ ૪
મારી મામીએ હરખે વધાવિયો,
મારા મામાએ ઝાલ્યા પાળવ છેડારે. વાડી૦ ૫
ભમરા ચોથો વધાવો મારે આવિયો;
મેંતો મોકલ્યો મારા સસરાને દરબારરે. વાડી૦ ૬
મારી સાસુએ હરખે વધાવિયો,
મારા સસરાએ ઝાલ્યા પાળવ છેડારે વાડી૦ ૭

---

## બીજી વાર પરણવાના બહાનાનું ગીત ૬

ક્યાંનાં તે આવ્યાં બીડલાં મોતીવાળા ભમરજી;
ક્યાંનાં આવ્યાં નાળીએરરે, મારા વારયા નહી રહો ભ૦
ખુરશાદનાં આવ્યાં બીડલાં, મોતી૦ ભ૦
નડીઆદનાં આવ્યાં નાળીએરરે; મા૦ ભ૦ ૧
કિયેરે લગને સાહેબા પરણશો, મોતી૦ ભ૦
કિયે લગને જોડશો જાનરે, મા૦ ભ૦ ૨
પાંચમ દિન સાહેબા પરણશો, મોતી૦ ભ૦
ચોથે ચલાવશો જાનરે મા૦ ભ૦ ૪
શારે અવગુણે સાહેબા પરણસો; મોતી૦ ભ૦
શે વાંકે લાવશો શોકપરે મા૦ ભ૦ ૫
તમારા પાચા ગોરી શામળા, મોતી૦ ભ૦
ગોરા પાંચાની છે ખાંતરે, મા૦ ભ૦ ૬
તમારી આંખો ગોરી ચુંચળી, મોતી૦ ભ૦

આણિયાળી આંખની છે ખાંતરે    મા૦ ભ૦ ૭
નાક તમારૂં ગોરી ચીબકું,    મોતી૦ ભ૦
અણિયાળા નાકની છે ખાંતરે.    મા૦ ભ૦ ૮
તમારા છોરૂં ગોરી ગોબરાં,    મોતી૦ ભ૦
ભેળા એસરવાની ખાતરે    મા૦ ભ૦ ૯
તમારાં મેવર ગોરી વેગળા.    મોતી૦ ભ૦
ટુકડાં સાસરીયાની ખાંતરે,    મા૦ ભ૦ ૧
તમારો વીરો એકલો    મોતી૦ ભ૦
સાત સાળાની છે ખાંતરે    મા૦ ભ૦ ૧૧
બાળપણાનાં પરણેતર વીસરયાં    મોતી૦ ભ૦
મોટપણે પરણ્યાની ખાંતરે.    મા૦ ભ૦ ૧૨

---

## અંબાજીના મહીના ૭

કારતક માસે કરૂણા કરો મુજ માતરે    મા અંબાજી
આલબેલી અંબા સાંભળ મારી વાતરે;    મા અંબાજી
વાત સાંભળીને સમરૂં શ્રીહરી નાથરે,    મા અંબાજી
તારા દરશનની મને મોટી અંબા આશરે;    મા અંબાજી
માગશર માસે મન મારા અકળાયરે,    મા અંબાજી
તારી ઈચ્છા કરતાં અંબા દન વહી જાયરે;    મા અંબાજી
દીન વહી જાને આશા મુજને મોટીરે;    મા અંબાજી
તારા રંગ મંડપમાં હું આવી નવ લોટીરે;    મા અંબાજી
પોષ માસે મુજને મળવા શોરરે,    મા અંબાજી

મુજ રાંક ઉપર તો ધરવો રોશરે, મા અંબાજી
રોશ ન ધરીએ તમે છો દેવી દયાળરે; મા અંબાજી
જેનું નામ ધરવે શેવક જન પ્રતી પાળરે, મા અંબાજી
માહા મહીને કાંઈ વરત સાંભળ્યાં તમારારે મા અંબાજી
મા શું જુવો છો કુડાં કર્મ અમારાં રે, મા અંબાજી
કુડાં કરમ ની કરણી છે મહેરબાન રે, મા અંબાજી
તારા દરસનનું મને મોટું અંબા ધ્યાનરે; મા અંબાજી
ફાગણ માસે ફરી ફરી ઉલટે અંગરે, મા અંબાજી
હેત ભરચો મનડાં ન કરસો ભંગરે. મા અંબાજી
ચીત અમારૂં ચરણે આવી અટકેરે, મા અંબાજી
ચઈતર મહીને ચંતા મુજને થાયરે; મા અંબાજી
જનમ ધરી નવ નરખ્યાં અંબા માજીરે મા અંબાજી
નવ નરખ્યાં મેં અંબા અકળ સવરૂપરે; મા અંબાજી
મા વળતા કયાંથી દેખેશ માના રૂપ રે, મા અંબાજી
વૈશાખ મહીને વરસ જાય દેહ નાહી રે, મા અંબાજી
મા હવે વળતી વેળા રહી છે થાડીરે; મા અંબાજી
વેળા થાડીને માંથે મોટુ દુઃખરે, મા અંબાજી
વળતાં કયાંથી દેખેશ માના મુખરે, મા અંબાજી
જેઠ માસે મુજને તેડાં તેડરે, મા અંબાજી
નહીં તેડો તો જીવણ જાશે વેઠ રે; મા અંબાજી
વેઠ જાયેને મીથ્યા થાશે જનમરે. મા અંબાજી

ભાગ્ય નથી પણ ઓછાં મારાં કરમરે.   મા અંબાજી
અશાડ માસે અટકે ન ધરીએ મનરે,   મા અંબાજી
તારા દરશન માટે તલસે મારૂ તનરે;   મા અંબાજી
તન તળશોને દયા ન આવે મારીરે,   મા અંબાજી
મા દયાળી દીલથી શું મુકો છો ઠાઠોરે,   મા અંબાજી
શ્રાવણ માસે સંઘ ભરાય બહુ ભારેરે,   મા અંબાજી
મા જેને ઇચ્છા હોય તે આવે તારે પારેરે, મા અંબાજી
મા સંઘ ભરાયને સઉને ઇચ્છા થાયરે;   મા અંબાજી
મા પાપી હોય તે નીસ્ચે પાવન થાયરે   મા અંબાજી
ભાદરવે માસે સીદને મન ભમાવોરે.   મા અંબાજી
તારા દુર્લભ દરશન આપી તાપ સમાવોરે. મા અંબાજી
તાપ સમાવોને સીતળ કરો છાંયરે;   મા અંબાજી
શીશ નમાવતાં પ્રાયશ્ચિત પ્રલે થાયરે   મા અંબાજી
આશો માસે અરજ સાંભળજો વેહેલીરે,   મા અંબાજી
મા આરાસુરમાં કરો આનંદની હેલીરે,   મા અંબાજી
હેલી કરીને પુરો મનની આશરે;   મા અંબાજી
મા સેવક જનને તેડો તમારી પાસરે   મા અંબાજી
બારે માસ પુરણ કીધાં ગાતરે   મા અંબાજી
મા વિશમપુરી વિશ્વાસ ન કરશો ઘાતરે,   મા અંબાજી
તેરમો મહિનો મહા ઉત્તમ કહેવાયરે;   મા અંબાજી
મા હરી પ્રતાપે પૂરષોતમ સઉ ગાયરે;   મા અંબાજી
પુરશોતમ માસે સંગ ભરાય બહુ ભારીરે; મા અંબાજી

મા સાગર ઉપર તરતી ચાલે થાળીરે; મા અંબાજી
આરાસુરમાં નાતે આનંદ થાયરે. મા અંબાજી
કરજોડીને બાપો સેવક ગાયરે મા અંબાજી

---

## બહુચરાના મહિના

ચઇતરે ચેત ઘણું બાંધું, નમી નમી બહુચર આરાધું;
મન મારૂ ગોખે જઇ લાધું, સેવોને સનખલપુર રાણી. ૧
વૈશાખે વાવલિયા વાયા, માજીના ઘર તણે આવ્યા;
અંબાજીની મોટી છે માયા, સેવોને સનખલપુર રાણી. ૨
જેઠે તો જુગતી છે સારી, હરી હર બ્રમ થકી ન્યારી;
ગોખ ઉપર જાઉં બલીહારી, સેવોને૦ ૩
અશાડે તો મેઘ ઘણા ગાજે, છત્ર શીર બહુચરને છાજે;
ચોઘડીયાં તો અદભુત વાજે, સેવોને૦ ૪
શ્રાવણ તો સરવડીએ વરસ્યો, માજીને ભજશો તો તરશો;
નીકર તમે આથડાતાં મરશો. સેવોને૦ ૫
ભાદરવો ભલી પેરે ગાજ્યો, સેવકને સનમુખ થાજો;
બુડતાં બાવલડી સાહજો, સેવોને૦ ૬
આસો માસે આવી દીવાળી, આવ્યાં છે અંબાને કાળી;
ગરબે રમો મોટાં માહાકાળી. સેવોને૦ ૭
કારતકે કોપલડી બોલે, ના આવે માઝી માતાજીને તોલે;
તે જોતાં ત્રીભોવન ડોલે, સેવોને૦ ૮
માગશર માનસરોવર નાહે, સાગર આવી ગરબા ગાએ;

સેવકની મા કરજોને સાહે  સેવોને૦ ૯
પોતે પ્રીત ઘણી ધારી, પાંડવ લીધા ઉગારી,
કૌરવ સરવે ગયા છે હારી.  સેવોને૦ ૧૦
માહેતા મને નથી ગમતું, મન મારૂં રહે છે ભમતું;
મન મારૂં માળામાં રમતું.  સેવોને૦ ૧૧
ફાગણે ફેર ફરતી હોળી, પેરચાં માએ ચણાંને ચોળી;
કેસર બહુ છાંટયાં છે ઘોળી.  સેવોને૦ ૧૨
બારે માસ પુરાણ કીધા, હરીતને ડંડ ભલા દીધા;
દેવતા સઉ ઉગારી લીધા.  સેવોને૦ ૧૩
આશો સુદ બીજને બુધવારે, બારે માસ થયા નીરધારે;
વખાણી કરજો મા વારે, સેવોને સનાખલપુર રાણી૦ ૧૪

## નંદકીશોરના મહિના

કારતક માસે માનજી સાહેલીરે;
શેં અપરાધે શ્યામ ગયા મુને મેલીરે.
અવગુણ અમારા શા હશે શાહેલીરે;
જે હરીએ ઉતાર્યું હેત ગયા મને મેલીરે. ૨
મુને એકલ આન ભાવે નહી સાહેલીરે;
એ કાન્હુ કુંપ મહારાજ ગયા મને મેલીરે, ૩
કોણ આગળ કરૂં ગોઠડી સાહેલીરે;
વાલે તજિયું ગોકુળ ગામ ગયા મને મેલીરે, ૪
કઠણ થયા છે કાનજિ સાહેલીરે;

તે સાંભરે હૈયાં માંહી રૂપ. મને મેલીરે, ૫
તે દુઃખે દાઝું ઘણું સાહેલીરે;
હરી ચાલ્યા દેખાડી હેત ગયા મને મેલીરે; ૬
કારતક કઠણ કાહાડીયો સાહેલીરે,
ના આવ્યા નંદકીશોર ગયા મને મેલીરે, ૭
માગશર મથુરામાં ગયા હરી આવુંરે,
મને એક પલક જુગ જાય સંદેશો કાહાવુંરે; ૮
ઘરનાં કામ મને નહી સાહેલીરે,
મારૂં ચિત્ત પ્રભુની પાંસ સંદેશો કાવુંરે ૯
વૃંદાવનમાં કોણ જશે સખી આવુંરે;
મોરલી વાશી કુણ સંદેશો કાવું ૧૦
બંસીવટના કુંજમાં સખી આવુંરે;
હાંરે ખેલ કરશી કોણ સંદેશો કાવુંરે. ૧૧
દાણી થઈ કોણ ઘેરસે સખી આવુંરે;
કોને મેં માગ્યા દધરું દાણ સંદેશો કાવુંરે. ૧૨
હવે કોણ બોલાવશે સખી આવુંરે;
મુને કોણ કરશે કટાક્ષ સંદેશો કાવુંરે. ૧૪
માગશર મોટા મરમ તજી સખી આવુંરે;
પ્રભુ નાગર નંદકીશોર સંદેશો કાવુંરે. ૧૫
પોસે પ્રભુ મુજને બપા શા દાવોરે:
તમે નંદ જસોદા મા હરી આંહી આવોરે, ૧૬
જમનામાં ગીંદુ શા દાવોરે;

પ્રભુ કાળી નાગની કાજ હરી અહીં આવોરે. ૧૬
ઈંદ્રધન વરસાવીઓ શા દાવોરે;
ગોવરધન દ્વારકાં કાજ હરી અહીં આવોરે ૧૭
તમો જાદવ અમો આહીર શા દાવોરે;
તે લોક લાજને કાજ હરી અહી આવોરે. ૧૮
જુમનાજિમાં ઝીલતી શા દાવોરે;
ચીર હરવાને કાજ હરી અહી આવોરે. ૧૯
વાલા તે વેરી થયા શા દાવોરે;
હરી એમ ન કીજે નાથ હરી અહી આવોરે.૨૦
પાશે પ્રેમદા વલવલે શા દાવોરે;
તમે જિવણ નંદકીશોર હરી અહી આવોરે ૨૧
માહુ મળવા નાથને મન હીશેરે;
હું જોઉં છું ચોદિશા વાટ કહીં નવ દીસેરે. ૨૨
શિયાળે સુખ સાંભરે મન હીશેરે;
કેમ જાએ મોટી રાત કહીં નવ દીસેરે. ૨૩
મોરલી શુણવા માયરૂ મન હીશેરે;
મેં શોધ્યાં સરવે ગોવાળ કહી નવ દીશેરે. ૨૪
જે હસવું કરતા નાથજિ મન હીશેરે;
અમે શોધ્યું વૃદ્રાવન કહી નવ દીસેરે,
સપનંતર સરખુ થયું મન હીસેરે;
અમોને દુખ કેમ સેવાય કહી નવ દીસેરે. ૨૬
આવડું એમ જાયું નહી મન હીશેરે;

છેક આપવી છેહ કહી નવ દીસેરે. ૨૭
ગાગે મન વીખળ થયા મન હીશેરે,
તમે જીવણ નંદકીશોર કહી નવ દીશેરે. ૨૮
ફાગણ કહુ ફરી ફરી દુખ કાપોરે;
તમે ગોપી જનના પ્રાણ દરશન આપોરે. ૨૯
હોળી હરખે ખેલીએ દુખ કાપોરે;
વસંત આવ્યો વીઠલા દરશન આપોરે, ૩૦
ગુલાલે ભરચાં ગોવદ દરશન આપોરે.
રમવા શરદી રાત દરસન આપોરે. ૩૧
માથે મુગટ કર મોરલી દુખ કાપોરે,
જુમનાજીને તીર દરસન આપોરે, ૩૨
ગોપીઓ સરવે વલવલે દુખ કાપોરે,
એમ કઠણ ન થઇએ નાથ દરસન આપોરે. ૩૩
હરી હવે ધણી થઇ દુખ કાપોરે,
આવીંતા એકાંત દરસન આપોરે. ૩૪
ફાગણ ફરકે છે આંખડી દુઃખ કાપોરે,
તમો જીવણ નંદકીશોર દરશન આપોરે. ૩૫
એતર ચીંતા ધણી કરે શઉ બાળારે;
સ્વામી વિજોગે દેહ પ્રગટી જ્વાળારે. ૩૬
વદન કમળ સુકાઈ ગયાં શઉ બાળારે;
ન સુજે એકે પેર પ્રગટી જ્વાળારે. ૩૭
શણગાર સેજે પરહરી સઉ બાળારે;

સુકાયાં સઉના ગાત્ર પ્રગટી જ્વાળારે. ૩૮
ઘેલી શી ફરે છે ગામમાં સઉ બાળારે;
નહી ક્રસ્ન વિના કાંઇ વાત પ્રગટી જ્વાળારે. ૩૯
ગુણ ગાતી ગોવીંદના સઉ બાળારે;
વહે નેત્ર આંસુધાર પ્રગટી જ્વાળારે. ૪૦
સોક સમુદ્રમાં પડી સઉ બાળારે;
તેનું ચીત રહ્યુ નહી ઠેર પ્રગટી જ્વાળારે. ૪૧
ઐતર ચીત ઠરે નહી સઉ બાળારે;
તમે નાગર નંદકીશોર પ્રગટી જ્વાળારે. ૪૨
વૈશાખે સઉ વલવલે કયાં જઇએરે;
મારે હૈયે દુઃખ અપાર કોને કહીએરે. ૪૩
ત્રીકમજિ તજિ ગયા કયાં જઇએરે;
વળી હશે દુરીજન સોક કોને કહીએરે. ૪૪
પ્રાણ હમારા પ્રભુ કને કયાં જઇએરે;
વળી સાસુ નણંદનું સાલ કોને કહીએરે. ૪૫
સુનું સઘળુ દેખીએ કયાં જઇએરે;
ગયા જીવણ પ્રાણ આધાર કોને કહીએરે, ૪૬
કઠણ થયા છો કાનજી કયાં જઇએરે;
હજુએ ન જાએ પ્રાણ કોને કહીએરે, ૪૭
પ્રેમપથમાં સઉ પડી કયાં જઇએરે;
છે વાંકી સઘળી વાત કોને કહીએરે. ૪૮
વૈશાખ રહ્યાં વેગળા કયાં જઇએરે;

છો નાગર નંદકીશોર કોને કહીએરે. ૪૯
જેઠ કાવે જોખીતા એમ હરીનેરે;
શું અટકાયા કુબજા સાથ ન આવ્યા ફરીનેરે. ૫૦
પ્રીત કરી એમ લપટાઇ ગયા હરીનેરે;
મળી મથુરા કેરી નાર ન આવ્યા ફરીનેરે. ૫૧
વાંક કાઢીને વળગતા સઉ હરીનેરે;
ભુલી શી વાતે મોહન આવ્યા ફરીનેરે. ૫૨
અમો અબળાનું શું ગજુ કહે હરીનેરે;
તે તમને ન ઘટે નાથ ન આવ્યા ફરીનેરે.
વાંક શો છે વાહલા કહે હરીનેરે;
છેક દઈ ગયાછો છેહ ન આવ્યા ફરીનેરે. ૫૪
મારૂં જોબનિયું એળે ગયું કહે હરીનેરે,
હુંતો ક્યાં લગી રાખુ ધીર ન આવ્યાં ફરીનેરે. ૫૫
જેઠ ઠેઠ જોઇ ગયા કહે હરીનેરે;
છો નાગર નંદકીશોર ન આવ્યા ફરીનેરે. ૫૬
અશાડે ઘન આવિયો આ બનીરે;
થયા વિજળીના ચમકાર મનડું રહેનારે. ૫૭
બપૈયો પીઉ પીઉ કરે આ બનારે;
મદમાતા બોલે મોર મનડું રહેનારે. ૫૮
સેજ પડી સાંભરે આ બનારે;
વળી અંગ્યો વરસે મેહ મનડું રહેનીરે. ૫૯
લોક લાજ મેં પરહરી આ બનારે:

હું જાઊં પ્રભુની પાસ મનડું રહેનારે. ૬૦
ધીરજ મેં રાખી ઘણી આ ખેનારે;
હજુએ ન આવ્યા નાથ મનડું રહેનારે. ૬૧
કોઇ સંદેશો કહે મનડું રહેનારે;
હરી આવશે આજ કે કાલ મનડું રહેનારે. ૬૨
અષાડે ના આવીયા આ ખેનારે;
છો જીવણ નંદકીશોર મનડું રહેનારે; ૬૩
સાવણ વરશે સરવડે તે સાલેરે;
હવે આવ્યા ચોમાસાના દન કહો કેમ ચાલેરે. ૬૪
હરી કુબજા સાથે ખેલ કરે તે સાલેરે,
વાલે મુકી વરજની નાર કહો કેમ ચાલેરે. ૬૫
સંદેશો ના કાવીઆ તે સાલેરે;
તમે લોક થયા મહારાજ કહો કેમ ચાલેરે. ૬૬
વેહેરીડાં કરે વાત તે સાલેરે;
મારૂં પુરણ બાંધ્યું મન કહો કેમ ચાલેરે. ૬૭
વિઠલે રાખ્યાં વેગળા તે સાલેરે;
શું નથી જાણતા નાથ કહો કેમ ચાલેરે. ૬૮
હરી ચતુર થઇ ચુકી ગયા તે સાલેરે;
ગયું જાણપણામાં આજ કહો કેમ ચાલેરે. ૬૯
શ્રાવણ સુનો હરીવીના તે સાલેરે,
છો નાગર નંદકીશોર કહો કેમ ચાલેરે. ૭૦
ભાદરવો કહે ભાગ્યશુ વરજ નારીરે;

તમેરે જીત્યા જુગજીવન હરી હું હારીરે; ૭૧
રમતાં રાઢ કીધી હશે વરજ નારીરે;
તમે ક્ષમા કરો અપરાધ હરી હું હારીરે; ૭૨
મનમાંથી વ્યાકુળ થઈ વરજ નારીરે.
હવે દયા કરો મહારાજ હરી હું હારીરે ૭૩
તમો કહેશો તે કરશું અમો વરજ નારીરે,
પ્રભુ રખે રાખતાં રીશ હરી હું હારીરે; ૭૪
ત્રીકમજી તમે તજ્યા વરજ નારીરે,
કેમ વરસે વરસાદ હરી હું હારીરે; ૭૫
અમો આહીર અકાર તજ્યો વરજ નારી,
તમો છો દીન દયાળ હરી હું હારીરે; ૭૬
ભાદરવે ભુદર નવ મળ્યા વરજ નારીરે,
છો નાગર નંદકીશોર હરી હું હારીરે; ૭૭
આસો લગી આવશે વનમાળીરે,
મારે થાશે હરી શું ભેટ આજ દીવાળીરે; ૭૮
પ્રેમ દેખી ગોપી તણા વનમાળીરે,
હરી આવ્યા કેવાયા આજ દીવાળીરે; ૭૯
ગોપી સઉ હરખી ઘણું વનમાળીરે,
ઘેર ઘેર મંગળ થાય આજ દીવાળીરે; ૮૦
ફરી ફરી મુખ નરખતાં વનમાળીરે,
સઉ હરખે ઘેલી થાય આજ દીવાળીરે; ૮૧
ગોપી પ્રેમે કરતી આરતી વનમાળીરે,

વળી વેચે હસતી જાય આજ દીવાળીરે; ૮૨
મનોરથ પુરણ કરચા વનમાળીરે,
થયા તે બારે માસ આજ દીવાળીરે; ૮૪
આસોમાં ફરી મળચા વનમાળીરે,
તમે નાગર નંદકીસોર આજ દીવાળીરે; ૮૪

## મહિના

કાને સખી કારતક કેમ જાશે, કે વનમાં મોરલી કુણ વાસે
કે મહીનો દાણી કુણ પાશે, કે જુમના જાવાદો પાણી. ૧ ટેક.
કે માગશેરે મન મારૂં બળીયું, કે વખીઆ ભાવ થકી ટળીયું
કે જેમ લુણ પાણીમાં ભળીયું. કે જુમના० ૨
કે પાસે સોસ પડ્યા અમને, વાલાજી મારા શું નમીએ તમને;
કે દલાશા દીધા છે અમને; કે જુમના० ૪
કે માહે મકર તણે માતે ફુલડીયાં વેરંતી ખાતે;
કે વાલાજી મારા મથુરાની વાટે; કે જુમના० ૫
ફાગણે ફેર ફરે હોળી, કે આછા ચરણાને ચોળી,
કે ચુંદડી મારી કેસરમાં રોળી; કે જુમના० ૬
ચઇતરે ચતુરાં ચંત ધરતી, વાલાજીના ગુણ ગાતી ફરતી
તોય મારે વાલે કીધી નરતી, કે જુમના० ૭
વૈશાખે વાયા વાવલીયા, કે ઘેર પધારો નાવલીયા;
કે દુધડે ધોઉ તારા પાવલીયા; કે જુમના० ૭
જેઠે જગજીવન આવ્યા, કે સઉકો વધામણી લાવ્યા;

વાલાજી મારા કશુએ ના કાવ્યા, કે જુમના૦ ૮
અશાડે આખળા થઇ ઝાંખી, વાલે મારૂ ભરજોબન રાખ્યું;
વિચારો હવે વાત પશે વાંકી, કે જુમના૦ ૯
શ્રાવણ શરવડીએ વરશે; કે નદીએ નીર ઘણા તરશે;
કે કોપલડી ટઉકલીઆ કરશે, કે જુમના૦ ૧૦
ભાદરવો ભલી તરે ગાજે, સૈયર ઘેર વલોણું વાગે;
તેતો મારા રૂદીણમાં દાજે, કે જુગના૦ ૧૧
આસોની રજની અજવાળી, કે શેવ વણું કે સુંવાળી
કે વાલા વિના આ શી દીવાળી, કે જુગના૦ ૮
કે રાધાંને હાથ સોનાની ચુડી, કે રમતાં દીસે છે રૂડી;
દુખરે સરવે ગયાં છે બુડી, કે જુમના જાવા દો પાણી.

---

## ગુજરી

કે કાબુલસે બાદશાહ ચઢેને સાંઝી દીલ્લીકા દીવાનરે.
કે બાદશાહ ઉતરે બાગમે ને મેં કયા મસ દેખન જાવુંરે.
હાથમેરે લેઉ લાલ માટલી ટુંદાપણ હોકે જાઉંરે.
બાદશાહારે ઉતરે બાગમે ને મેં કયા મસ દેખન જાઉંરે.
કે હાથમેરે લેઉ લાલ બેડલુ પનીહારણ હોકે જાઉંરે.
બાદશાહ ઉતરે બાગમે ને મેં કયા મસ દેખન જાઉંરે.
કે હાથમેરે લેઉ લાલ લાકડી ગોવાલણ હોકે જાઉંરે.
કે બાદશાહારે ઉતરે બાગમે ને મેં કયા મસ દેખને જાઉંરે
કે હાથમે લેઉં ફુલ છાબડી ને મેં માલન હોકે જાઉંરે.

કે ફુલફગરનો ગારો ઘાઘરો ને સાળુડે કસબી કોર રે.
કે કલારે કાંબા ને અણવટ બીછુવા ઝાંઝરનો ઝમકાર રે.
કે હાથે બાજુ બંધ બેરખાં ને એની દસે આંગળીએ વેઢ રે.
કે કાને કલાંફુલ શોભતા ને એને કાને ઝબુકે ઝાલ રે.
કે કોટે તે પાટીયાં શોભતાં એને કંઠે એકાવળ હાર રે.
કે લીલા તે નગનું કાપડુ એને નગ મોતીનો હાર રે.
કે નાકે તે વાળીઓ શોભતી એને ટીલડી તપે લલાટ રે.
કે બાલે બાલ મોતી પરોવ્યાં જાણે ઉગ્યો સુરજ ભાણ રે.
કે છોટી મટકીમેં દહી જમાયો દુધ લીયો મણ ચાર રે.
કે ચલી ગુજરીયાં દહીં બેચનકુ ચલી બાદશાહને દરબાર રે.
કે આપર લ્યો કોઇ મપર લ્યો કોઇ લ્યોને મીઠડાં દુધ રે,
કે સાસુરે કેવે સુણો બાઇઓ લશ્કરમાં ગત જાવ રે.
કે દીલી શેહેરકા બાદશાહ તુંજે રખે ગોબર માંપ રે.
કે સાસુના વાર્યા ના કરે વહુ મહી વેચવાને જાય રે.
કે હાટે મોહ્યા હાટ વાણીઆ ને ચોરે મોહ્યા ચોપદાર રે.
કે જે દરબેસો મોહી રહ્યા ને બાદશાહ સરખા મોહ રે.
કે ચલી ગુજરીયાં મહી બેચનકું બેઠી લાલ બજાર રે.
કે સીપાઇ બીચારે ચાડી લગાઇ જીવ જાન હુવા હેરાન રે.
કે અપને લશ્કરમા એશી મેવારી એસા નહી કોઇકા દુધ રે.
કે બાદશાહકું તો ખબર હુઇ ને ગુજરી દેખન આપ રે.
કે અલીયાં ગલીયાં ગોરી કયા ફીરના ગોરી બેઠો પડદા માંહ રે.
કે પડદમા બેઠી મોજ કરો ગોરી આવો નાગર પાન રે.

કે બાદશાહા કેવે સુણ ગુજરી તમ સુણો અગારી બાતરે.
કે છોટી મટકીકા મુલ કરા ને ગોરી ઉસકા કયા હોય મુલરે
કે છોટી મટકીકા મુલ કરૂ ને તેરી સુખ બુખ જાવે ભુલરે.
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહાકુ દેવે જવાબરે.
કે બાદશાહા કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે.
કે દુસરી મટકીકા મુલ કરાને ગોરી ઉસકા કયા હોય મુલરે
કે દુસરી ગટકીકા મુલ કરૂં તેરી સોલસે રાણીઓ દુલરે
કે સોલસે રાણીઓ સજ કરૂં તો કોઇ ના લેવે નામરે.
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહાકુ દેવે જવાબરે.
કે બાદશાહા કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે.
કે તીસરી મટકીકા મુલ કરાને ગોરી ઉસકા કયા હોય મુલરે
કે તીસરી મટકીકા મુલ કરૂંને તેરા મકના હાથી દુલરે.
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહાકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે.
કે ચોથી મટકીકા મુલ કરાને ગોરી ઉસકા કયા હોય મુલરે
કે ચોથી મટકીકા મુલ કરૂ તેરી સારી દીલી દુલરે.
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહાકુ દેવે જવાબરે.
કે બાદશાહા કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે.
કે તેરા રૂપ તો કીને દીપા, જાણે સોની ઘડે સોનારરે
કે અલ્લામીઆને મુજે રૂપ દીઆ, મેરા કરમ કરે કીરતારરે.
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહાકુ દેવે જવાબરે.
કે બાદશાહા કેવે સુણ ગુજરી તમ સુણો અગારી બાતરે.

કે ગલખલ ગલખલ કપા બોલતી ગોરી બોલ સમજકી બાત
કે અકડ છકડ ગોરી કપા બોલતી કઇ છકડ લગાણી હોંસારરે
કે તું નવ જાણીશ એકલી મારા ગુજર ચઢે નવ લાખરે.
કે હિંદવાણી તું હરામજાદી બાદશાકુ દેવે જવાબરે.
કે બાદશાહા કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે.
કે મારૂં તમાચોને ઉડ જાય પધડી મુખડા હો જાય લાલરે
કે ટકે ટકે તેરા ટટ્ટુ બેચાઉ દમડીકા દશ ઊંટરે.
કે ટકે ટકે તેરી ઢાળ બેચાઉ દો કોડી તલવારરે.
કે બાદશાહાકુતો ગુસ્સા લગાને ડાલી બેડી માંપરે.
કે હાથે ડાલી હાથ કડીઓ ને ઉસકુ હાથીપર બેઠલાવરે.
કે હાથી કે હોદેપર બેઠી ઉસકા કોઇ ન લેવે નામરે.
કે બ્રાહ્મણ વીરા વેનવું તને આપુ હૈયાનો હારરે.
કે કાગળ જઇને આલજે મારા હીરા દીયરને હાથરે.
કે હીરીએ કાગળ વાંચીઓ ભાઇ ગુજર પડી બેડી માંયરે.
કે મેંદે કાગળ વાંચીઓને ગુજરી પડી બેડી માંયરે.
કે છો પડી ભાઇ પડવા દો કાંઇ એવી લાવીશું બે ચારરે.
કે તાણી બાંધો ભાઇ ઢાલ તરવારોને તાણી બાંધો હથિયારરે
કે શુરા હોયસો સંગ ચલોને નહી કાયરકા કામરે.
કે કેસરીયા ભાઇ વાધા પેહેરોને હો જાવ લાલ ગુલાલરે.
કે ત્યાંથી હીરીયો દોડીઓને ગયો ઘોડાની પાસરે.
કે તાણીને બાંધો તંગડો ને દીલી મેલો લગામરે.
કે દીલી જીતીને ઘેર આવું તો રેવંત મારૂં નામરે.

કે હીરીયો ઘોડે એકજ ચઢ્યો ને ગુજર ચઢ્યા નવ લાખરે,
કે ચંદો ઘોડે એકજ ચઢ્યો ને ગુજર ચઢ્યા નવ લાખરે.
કે હીરીએ ઘોડા ખેડાયો ને ઘોખા મારયા પચાસરે.
કે લેજે ભવાની ભોગ આતો ગુજર કેરા રાગરે.
કે ચંદે ઘોડો ખેડીયો ને જાય દીલી મેદાનરે.
કે હીરીયો પેઠો સેહેરમાં ને વાણીયા નાઠા જાયરે,
કે ચંદે ઘોડા ખેડીઓ ને ફંદાઇ નાઠા જાયરે.
કે તોપોની ધમરોળ હુઇને હુવા અંધારા ઘોરરે.
કે બાદશાહાકુતો ખબર હુઇને હુવા અંધારાઘોરરે.
કે સુતો બાદશાહ જાગજે તારે નગર પડ્યો ભેકારરે.
સુતો બાદશાહા જાગીયો ભાઇ ક્યા હોતા ધમરોળરે.
કે સુતો બાદશાહા જાગીયોને મુગલ ચઢ્યા બાણું લાખરે.
કે તાબાની નોબત ગણ ગણીને જેના ધમકે વાગ્યા ઢોલરે.
કે ફાગણ શુદ ચઉદશને દાહાડે માગલો મચ્યો જોરરે.
કે ગુજરી રહીને બોલીયાંને બોલી એકજ બોલરે.
કે હીરીયો પેહેરે કાંચળીને હથીયાર મુજને આલરે.
બાદશાહા સાથે એસી લડું મેરા જુગમાં હો જાય નામરે.
તરવારે તાળી પડે ને બરછી આવે પાનરે.
આગાડી પછાડી દેરા તાંણીને બીચમે રખો મેદાનરે.
વચમે રાખો ગુજરીને જે જીતે તે લેઇ જાયરે.
હીરીયોને ચંદીઓ બોલીયા રાજા સંભળો અમારી વાતરે.
પહેલો તે ઘાવ બાદશાહાતમે કરો ને અમે તમારી રૈયતરે.

કે પેહેલો ઘાવ બાદશાહે કીધો ગુજર લશકર માંયરે.
કે હીંધીચો અંદીયો ધુસ્સે થયા જેમ બકરામાં પડીયા વાઘરે
કે તરવારોની તાળી પડેને લોહીનો વરશો મેઘરે.
કે તમારી ગુજરી તમને સોંપી ગુજરી હમારી બેનરે,
કે ત્યાંથી ગુજરી ચાલીયા ને ગયાં સાસુને ઘેરરે.
કે સાસુ મેણાં બોલીઆં વહુ જાઓ બાદશાહાને ઘેરરે.
કે આ વહુવરને જવા દોને બીજી પરણાવું હું કાલરે,
કે આ વહુવરને જવા ન દેઊં મારા ગુજરનો પત જાયરે.
કે ત્યાંથી ગુજરી ચાલિયાંને ગયાં નણદને ઘેરરે.
કે નણદ મેણાં બોલીયાં ભાભી જાઓ બાદશાને ત્યાંયરે.
કે ત્યાંથી ગુજરી ચાલિયાં ને ગયાં પાવાઘઢરે.
કે પાવા તે ઘઢમાં અલોપ હો ગઈ માહાકાળી કહેવાયરે.



## મીસરી

કે આઠ કુવા નવ વાવડીજી સોલસેં પનીહાર,
ઉસમેં કુણ ગોરી પતળી ઓ મીસરી;
પતળી કમર લંબે બાલ. ૧
કે ઘાટ ઘડુલો રેઢીઓજી પીંડી લાલ ગુલાલ,
કાતન વાળી પતળી ઓ મીસરી,
લળી લળી નાંખે તાર. ૨
કે એડીની ગેડી કરૂંજી કેડઓની કરૂં કમાન,
નઈણાંના કરૂં બે ભલકા ઓ મીસરી;

પાડું ચતુરસુજાણ. ૩

કે ચતુર પુરૂષની ગોઠડીજી હસી હસી ઉતર દેસ,
મુરખ પુરૂષની ગોઠડી ઓ મીસરી
રોઈ રોઈ ઉતર દેસ. ૪

કે હસત જોબન પસતજી રૂવે તો કજલે હો જાય,
એસો પીયારા મારા સાયબા ઓ મીસરી;
સાંજ પડે ઉઠ જાય ૫

કે દાડેમ સુકે વાડીએજી ઘર સુકાય ઘરનાર,
બાપ ઘેર સુકાય બેટડી ઓ મીસરી;
હેણાં પુરૂષ ઘેર નાર.

કે રાજવેણ બેઠી રાજમે જી ખભે ઉઘાડા કેશ,
ઇશ જોબનકે કારણ ઓ મીસરી;
દીલી બકાતી લેશ. ૭

કે તેરી દાલીને મેરા આગ્રાજી તેરે મેરે કાપકા સનેહ,
તે ચમકાવી વીજળી ઓ લોભીડા
મેં વરસાવ્યો મેહ. ૮

ઘરના ઘોડા ચઢેજી નગર લીઓ કેમ જાય,
કોઇ મારી સાહેલીએ ભાળવ્યો ઓ મીસરી;
નિત્ય ઘર ભુલી જાય.

કે હાથના હથિયાર કરૂંજી નેણશી લીઓરે બોલાય,
સમજાવ્યો ના સમજે ઓ મીસરી,
મુરખ બડો ગમાર. ૧૦

કે પાલણપુર દીવાનો બળીજી કાગળ પડેરે શનેશ,
કે આજનવાળી પતળી ઓ મીસરી 11
મુલક બસે મેવાડ.
કે કોયલને કેમ મારીએજી આંબાની રખવાળ,
મારા હરામી સુડલો ઓ મીસરી,
આણ ચાખ્યાં ફળ ખાય. ૧૨
કે ગોરીને કેમ મારીયે જી શેજોની રખવાળ,
મારીએ હરામી સાપણો ઓ મીસરી,
સેજ પરાઈ જાય ૧૩
કે માણેકચોકકે બજારમે જી બેકાય લાલ કમાન,
કે પૈસનવાળા ઘર નહી ઓ મીસરી;
હીરા પર કરે ગુમાન. ૧૪
કે માણેકચોકના બજારમેંજી હીરાલાલ બેકાય,
ચતુર હોયસો મુલવે ઓ મીસરી,
મુરખ ફેરા ખાય. ૧૫
કે નદી કીનારે સાહેબા મુડા જલેજી મુવા ન પ્રગટ હોય,
ભપા ન જોબન વાવડે ઓ મીસરી;
મુવા ન જીવે કોય. ૧૬
કે પ્રીત કરીએ ઊંચસેજી સદા નીભાયો જાય;
નીચથી કાયા કરે પ્રીતડી ઓ મીસરી;
સદાય મેણાં ખાય. ૧૬
કે કંકણ કુવો ગોડાવીઓજી રેંટ ફરે મેવાડ,

મોંઘનવાળી પાવા ઘડ વસે ઓ મીસરી,
જેનો અંપો પીએ ઘડનાળ. ૧૭
કે પ્રીત કરી દો જણીજી માળીને રંગરેચ,
રંગરેચ લાવે ચુંદડી ઓ મીસરી;
માળી લાવે ફુલ, ૧૮
ફુલમે કયા પેહેરનાજી ધુપ પડે કુમળાય,
ભલી બીચારી કલીઆં ઓ મીસરી;
સાંજ પડે ખીલ જાય. ૧૯
ચુંદડીમે કયા પેહેરનાજી પુંઃ પડે રંગ જાય,
ભલો બિચારો સાળુડો ઓ મીસરી;
ધોએ ધોએ રંગ રહે. ૨૦
કે અંતર હોય તો એડીઓજી ડુંગર ઓચા કેમ જાય;
કુવા હોય તો ગાળીએ ઓ મીસરી,
સમુદ્ર ગાળયા નવ જાય. ૨૧
કે કાગળ હોય તો વાંચીએજી કર્મ વાંચ્યાં નવ જાય,
કે ત્રાગ હોય તો તોડીએ ઓ મીસરી;
પ્રીત તોડી કેમ જાય. ૨૨
કે મારા ઠાકોનો ઘોડીલોજી દોઠો કલાલને હાટ.
દારૂડાનો છાકપો મારો સાહેબો ઓ મીસરી;
ગયો કલાલને હાટ. ૨૩
કે નહી તારા સાહેબાને ભાળ્યોજી નહી મેં લીઆર પાલાય
દારૂડાનો છાકયો તારો સાયબો ઓ મીસરી;

આવ્યો કલાલને હાટ ૧૪
કે મારા ઠાકોરની મોજડી જી દીઠી કલાલને હાટ,
દારૂડાનો છાકયો મારો સાયબો એ મીસરી;
ગયો કલાલને હાટ. ૧૫

---

## વડોદરાનો ગરબો

ધન ધનરે વડોદરૂં શેહેર રૂપે રંગીલું,
રૂપ રંગે છેલ છબીલું અલબેલું અપારરે;
વડોદરાનું વર્ણન કરતાં સુણજો નરને નાર. રૂપે૦
બહાર પુરાની વરિત ભારે શોભાનો નહી પારરે.
વિનવતામાં વરરાજ વીતે પરા પોળ બજાર. રૂપે૦ ૧
આકુતપરૂ અડાણીયુને કાળુપરમાં ગઉખાનુંરે.
કોકટીના રાઉ ફતેપરામાં દેવાળીવાનું ઠામું. રૂપે૦ ૩
સરશીયાની પાળજ ઉપર નેહીનો અખાડોરે;
અષ્ટભુજા અલબેલી ઉભાં પાછળ ગોસાંઇ વાડો. રૂપે૦ ૪
સરસનાથ છે સામી પાળે વાયઠાવાડી ત્યાંયરે;
અજબ તળાવની પાળે થઇને આલ્યા આગડમાં જાય. રૂપે૦ ૫
લાલ દરવાજે જંગાખાનું વાંદરીયો બુરજરે,
મીયાં મહમદની વાડી જાણે ઝળકી રહ્યો સુરજ. રૂપે૦ ૬
હાથીપાખાણુને દરવાજે કાંઇ હઠીલો હનુમાનરે;
રામ તળાવની પાળ ઉપર રામેશ્વર ભગવાન. રૂપે૦ ૭
ભાઇપાને દરવાજે થઇને શીખવાઓ જવાપુરે.

અજન રાજનના દરવાજા સામાં ઓપંડી કેપાય રૂપે૦ ૮
મરહઠ બાળાજી થઈને આવ્યા દરસન કરવા કાજ રે,
લક્કડ પોઠું મદનનો ઝાંપો ગોસાંઈજી મહારાજ રૂપે ૯
સોધ નાથના દરસન કીધાં આવી ઊંચી પોળ રે,
ઓરનેબેઠા ગરદન મારે મેસાણા ભાગોળ રૂપે૦ ૧૦
બહુચરૂ બાળાજીનું દાંડિયું બજાર રે,
શાકરકુઈને ઝાંપે રૂડો લાલ નામ સરદાર રૂપે૦ ૧૧
આનંદપરામાં આવિયાને રાણીપરને ઝાંપે રે
દામ દક્ષણા રૂડી થાએ ગણપતરાવ ત્યાં આપે રૂપે ૧૨
ઉભી બજારની શોભા સારી આવી બરી વાવ રે,
સન્યા રૂપ છે રંગે રૂડું સુરસાગર તળાવ રૂપે૦ ૧૩
ચકીવાડી ઘીને કાંટે નાગરવાડો વિખ્યાત રે,
આદીતવારે દરસન કીજે બેઠી બહુચર માત રૂપે૦ ૧૪
ઊભે ચોકે લામડી બજારે રૂડી શોભા થાય રે
મૃદંગ વાગે નારી નાચે જોગી કંઈ ગાય રૂપે૦ ૧૫
નીઝામ પરૂ ભુતડીને ઝાંપે રોકડીઆ હનુંમાન રે,
સુરસાગર ગૈધારને દરવાજે ત્રણજ છે કમાન રૂપે૦ ૧૬
શેહેરની ત્યારે રચના દીઠી શોભાનો નહી પાર રે,
હાથી ઘોડા પાલખીયોને વાંકડીયા અસવાર રૂપે૦ ૧૭
ચાર દશાના ચારે ચઊટાં વચ્ચે માંડવી ચોક રે,
ઊંચા મેહેલ મેડીને હટાગી જરૂખાને ગોખ રૂપે૦ ૧૮
માંડવીને કમાન ઓળીશ ગતુર કરે વેપાર રે,

કાઢીઆ દુકાનો માંડે ઊભી હાથી બાર રૂપ૦ ૧૯
ચોપટ જેવા ચારે રસ્તા સરખા સરખી ઓળ રે,
પાણીને દરવાજે બેઠા વાઘ કરે કલ્લોલ રૂપ૦ ૨૦
રાજે તળાવની સુંદર શોભા જોતામાં મન મોહ રે
નારી સઉ જળભરવા જાએ ઉતમ રચના હોય રૂપ૦ ૨૧
રામપરો દરવાજો કહીએ બોલ્યુ છે સંત મુખ રે,
પરમેશ્વરનાં દરસન કરતાં જાય જનમના દુખ રૂપ૦ ૨૨
લેહરી પુરની લેર સઉથી શોભા છે ભરપુર રે,
સુર સાગર રતનાકર જેવું વાગે ખહું રણતુર. રૂપ૦ ૨૩
ચોથા દરવાજો ચાંપાનેરી સરખીયાની વાટ રે,
વિસતારીને વર્ણન કીધું ચોક પોળને હાટ રૂપ૦ ૨૪
નગર નરખ્યું મન હરખ્યું પ્રભુ થયા પ્રસંનરે,
નરસહીજીની પોળમાં નરહરીનાં દરસન રૂપ૦ ૨૫
રાજ રાજે રણછોડજી ને માહાલક્ષમી મુજ માતરે,
ગોરધનનાથ બળદેવજી ને ચાલો પુડરીનાથ. રૂપ૦ ૨૬
ખજાનતખાનું જમાનખાનું દીવાનખાનું પાસ રે,
પરમ તણી તો દવા કરેછે ઊંચા મેહેલ આવાસ. રૂપ૦ ૨૭
ઘણી કારીગરી કચેરીમાં જાત જાતના રંગ રે,
નઉતમ નારી નાચ કરેછે કોમળ તેનાં અંગ રૂપ૦ ૨૮
તરવારનું ટકોરખાનું ગોવીંદરાવનો મેહેલરે,
ગાયકવાડના રાજ આગળ શોભા રૂવળી સેહેલ. રૂ૦ ૨૯
દાદાસાહેબ ને નાનાસાહેબ આપાસાહેબ મહારાજ રે,

ગણપતરાવ બાપુ જીવજો ને અખંડ રહો આ રાજ. રૂપ૦

બાઠ મોઢ શ્રીગોડ નાગર દશા વીસા વણીકરે,

સોની સાળવી સુતાર છીંપા દરજી હીંકા ઠીક. રૂપ૦ ૩૧

પુના સતારા મુંબઇ જોયું પૂરવ પશ્ચિમ દેશરે,

ઉત્તરમાં ઉદેપુર જોયું પૃથ્વીના નરેશ. રૂપ૦ ૩૨

બુંદીકોટા દીઠુ દિલ્લી ને ગઢ ગીરનાર રે,

સુરતને અમદાવાદ જોયું કઠણ કિલો ધાર. રૂપ૦ ૩૩

બલીહારી હું વડોદરાને ધન ધન નરને નારરે,

વિરક્ષેત્ર જેણે જોયું નથી તેનો એળે ગયો અવતાર. રૂપ૦

વાંકી નારી વડોદરાની માહાગાજને રંકરે,

ભગીયા નેણીની વરણાગીથી વણીઆ આડો અંક. રૂપ૦

શાહુકારાની દુકાનો ભારે ધરમ તણો અવતાર રે,

ખુશાલચંદ શામળ બેંકુચર લલુભાઈ શાહુકાર. રૂપ૦ ૩૬

રતનજી કહાનદાસ કહુંએ બાંધી પૂનમની પાળરે,

હરીભગતીનો મહીમા મોટો ખાન ભાઉ મેરાળ. રૂપ૦

રંગીલા જે ગરબા ગાશે રંગીલા નર નારરે,

રંગીલા તો લાવો લેશે રંગભેર શોભા થાય રૂપ૦ ૩૮

સંવત ઓગણી પાંચમાંને સતરસેં શાતેરરે,

નવરાત્રીમાં વરણન કીધુ વડોદરૂં જે શેહેર. રૂપ૦ ૩૯

રૂપ સઉ કવિને કરૂં વિનતી કાઇમાં દેશો ખોડરે,

વડોદરાની રક્ષા કરજો રૂપાને રણછોડ. રૂપ૦ ૪૦

ભગવત વાણી સાચી જાણી મનમાં આણી ભાવરે,

વડોદરાનો ગરબો ગાતાં સહુ જન સુખીયાં થાય. રૂપે૦ ૪૧
મીજમાની મન ગમતી કરવા જાય શોખી જનરે,
મરુતુ બાગનો બંગલો જાણે ઇંદ્રનું ઇંદ્રાસન. રૂપે૦ ૪૨

## આળસ તજવા વિશે. પદ ૧૪

રાગ વેળાવર.

આળસ તજરે અભાગિયા, ગોવિંદ ગુણ ગાતાં;
રાંધે આવ્યા છે રોટલા, રૂડા લાગે છે ખાતાં. આળસ૦
સારું સારું કરી શાકને, ભલા સાખડા ભરિયા;
હડિલા હઇડે હામ હેઠી, તને હરિ કેમ વિસારિયા; આળસ૦
અન્ન વસ્ત્રની આશથી, બાયો ફરે છે અંત્યા;
બપોરે ચોરાશીમાં ભટકવું, તેની છે કાંઈ ચંત્યા, આળસ૦
કૃષ્ણ ભજન વિના કુતરા, થઈ લખ લખ કરશો;
ટુકડો કોઇ નાખે નહીં, માર ખાઈને મરશો; આળસ. ૫
મોંઘો દેહ મંજનરનો, કઇ પેરે રે ધરશો;
છેક છેક કરી સઉ હાંકશે, મિયાઉ મિયાઉ કરી મરશો; આ૦
છુટશો ઘેર ગોળા તણે, ગરધવ ગુણ નાંખી;
જે જેમ તે તેમ તાણશો, ધણીની ખીક રાખી; આળસ૦
આજ શેવા કર સંતની, હરિ હઇડામાં આણી;
નહિ તો પાડા થઈ પંથમાં, ભરશો કેમ પાણી; આળસ૦
માટે નકી હરિ રીઝવો, કર્મ કુડાંરે છુટો;
ઘોડાર થઈને ધારમાં, પગ શાનેરે કુટો; આળસ. ૮

કીરતન કરો શ્રી કૃષ્ણનું, મુખ બાણીરે વાણી;
ખડ ખડ થઈને ખોકડાં, ખાશો ખરસાણી; આળસ. ૯
ગરજીને ગાઓ ગોવિંદને, ઘણા કાઢીને ઘાંટા;
તો ઊંટ થઈ નહી અવતરો, ખાવાને રે કાંટા; આળસ. ૧૦
માનતિ માનવ દેહ વિષે, હરિ મારગ ચાલો;
હરિત થઇને મસ્તીઓ, માથે નહી ધુળ ઘાલો; આ૦ ૧૧
કૃષ્ણ રીસાયા તે કોડણુ, બહુ અવતાર ધરશો;
વાંદર થઈ વરાણાગિયા, ડાળે મુખેરે ફરશો, આળસ. ૧૨
હરિ ગુણ ગાતાં તુજને, ટાઢ વાય શરીરે:
બગલા થઈ કેમ બેસશો, તમે જળની તીરે; આ૦ ૧૩
ગુણલા ગાયો ગોવિંદના, શું લાગોછો લોભે;
ગુડ થઈને ઘુવશો, તમે ઘરને રે મોભે; આળસ. ૧૪
કૃષ્ણ કથા રસ અનુભવો, કાને છો તમે શક્યા;
કોળ નોળ વણીયર તણા, દેહ છુટોને વરૂવા; આળસ. ૧૫
પામી ઉત્તમ દેહને, હરિ ચિત્તથી ન ચુકો;
નિત્યે ઘેર ઘેર માગશો, તમો લુખો ને સુકો; આળસ. ૧૬
રીંછ રોઝ ને વાઘની, નરતીરે કાયા;
તે છુટવા છબીલો ભજો, તમે મુકીને માયા, આળસ ૧૭
ચેતી શકો તો ચેતજો, શું કહીએરે ઝાઝું;
હરિ વિના જીવનું દુઃખડું, કહેતાં હું તો લાજું; આ૦ ૧૮
માનવ દેહ મોંઘો જડ્યો, કાંઈ સાધન સજીએ;
રામ કૃષ્ણ સરવે તજી, ભગવાનને ભજીએ; આળસ. ૧

## અંબાજીનો ગરબો.

કે અંબા આરાસુર રાણી, કે અવિચળ આપો મા બુધવાણી;
કે મારી મા પોતાનો જાણીરે, અંબે આરાસુરની રાણી.
કે પ્રથમ ગણપતીને આરાધુ, સુખ બુધનો સ્વામી સાધુ;
મારૂં મન તમ ચરણે બાધુરે, અંબે આરાસુરની રાણી. ૨
કે તેજ ત્રીભોવનમાં તારૂં, માનું તરસઠીયું તારૂં;
કે જોવાને મન થયું મારૂં. અંબે૦ ૩
કે વેણુ વાસુકી શીશ રાજે, કે છત્ર તે સોનાનું છાજે;
કે છબી જોઈ કોટી શશી લાજેરે, અંબે૦ ૪
કે હાંસડી ને હીરાની હઈએ, જોતાં તરપત નવ થઈએ;
કે ચરણે માજીને રહીએરે, અંબે૦ ૫
કે આજી અકળ વધારો, કે જગમગ જળહળતો પારો;
કે ગરબો ગાવાનો સારોરે, અંબે૦ ૬
કે માજી મુંઢ મતી મારી, કે અકલ ગતી કોઈ ન કળે તારી;
કે બ્રહ્માને વિશનુ ગયા હારીરે, અંબે૦ ૭
કે સહુત સુતાજી સાહાય કરો, કે ભવોભવ દુઃખડાં ત્રીધન હરો
કે મારે આશરો તમારોરે, અંબે૦ ૮
બ્રહ્મા ચરણીને ભાવ ભજો, કે મોહ માયા હંકાર તજો;
કે વાદ વદેઈ તણા મજોરે, અંબે૦ ૯
કે ચંદ્રગઢા ચંતા તમને, કે સદાય સુખ આપો જનને;
કે બીજુ શું કહીએ તમનેરે, અંબે૦ ૧૦
કે કુસમદા કેવા દેવા, કે વિધ વિધ શેવા;

કે માતાજીને કોઇ ન કળે ન કેવાયરે, અં૦ ૧૧
કે રકંધ માતાજી સુખ આપો, કે કષ્ટ પરે દુઃખડાં કાપો;
કે પોતાનો કરીને થાપોરે, અં૦ ૧૨
કે કાત્યાયણી કારજ કીજે, કે તમ થકી સરવે રીજે;
કે માજી તારા નામનો રસ પીજેરે, અં૦ ૧૩
કે સતમી સાખી દાતા, સુખ દુઃખ લખો મા વિધાતા;
કે ભવાની દુનીઆમાં દાતારે, અં૦ ૧૪
કે અષ્ટમીને માહાકાળી, કે નિશ્ચે એ પાવાવાળી;
કે માજી તારી અગણીત ગત ભાળી, અં૦ ૧૫
કે મહાગવરી નવમી જાણે, કે સંદેહ મનમાં નવ આણે;
કે નવદુરગાને વખાણેરે, અં૦ ૧૬
કે નવમી કીધા નવ રાત્રી, કે પુજન પાઠ કરો પાત્રી;
કે હોમ હવન કરો અહો રાત્રી, અં૦ ૧૭
કે બ્રહ્મ ભોજન ભાવે કરતાં, કે સરૂ માજીને મન ગમતાં;
કે જમો જમાડીને જમતાંરે, અં૦ ૧૮
કે ભેરવ ખેચર થઇ આવ્યા, કે સમસ્ત દુરગાને લાવ્યા;
કે તે અંબા માજીને ભાવ્યારે, અં૦ ૧૯
કે હોએ સાચમાં હડખડમાં, કે ગબડવાળી ગબડમાં;
કે અંબા માને જઇ મળો મડમાંરે, અં૦ ૨૦
કે આવ્યાં હરસીંધ હીંગોળી, કે અબીલ ગુલાલ ભરી ઝોળી
કે કુમ કુમ કસ્તુરી ઘોળીરે, અં૦ ૨૧
કે તુળજા શ્રીભાવનની રાણીરે, કે ભગવતીને બ્રહ્માણી;

કે માજીને નવખંડે જાણીરે, અંબે૦ ૨૨
કે દરશનની કરજો ચોકી, કે અલબેલી મા નજર કરો મીઠી
કે શોભીતા સિંહાસન બેઠારે, અંબે૦ ૨૩
કે પુષ્પ તંબોળે વાસો વસ્યા, કે રમતાં સોગટડે પાસા;
કે આશાપુરી પુરો આશારે, અંબે૦ ૨૪
કે આંખડી અંબાની રાતી, કે મધુરે સ્વરેજ ગાતી,
કે માજી તો મધુપાને માતીરે, અંબે૦ ૨૫
કે મંડપ મેહેલ રહ્યા જોઈ, કે દેવતા સરવ રહ્યા મોહી;
કે દુકરીત દેહી તણા ખોઇરે, અંબે૦ ૨૬
કે ચાલો ચાચરમાં જઇએ, કે ગુણ ગાતાં સુખીઆ થઇએ;
કે જેને શ્રી જુગત અંબે કહીએરે, અંબે૦ ૨૭
કે વેદ પુરાણમાં એમ બોલે, કે ના આવે કોઈ ચાચરને તોલે;
કે બાંધ્યાં કરમ અંબા છોડેરે; અંબે૦ ૨૮
કે પાવડીએ આવી નમતાં, કે સાઉ માજીને મન ગમતા;
કે થાઓ પરીવારે મગતારે, અંબે૦ ૨૯
કે રાસ રમેછે રસાળી, કે અંબેને બહુચર બાળી;
કે તાળી પાડેછે મહાકાળીરે, અંબે૦ ૩૦
કે હુમચી હુંબાડો લેતાં, કે ફેર ફરે ફુદડી ફરતાંરે;
કે આઈજી ઉદા ઉદા ભણતાંરે, અંબે૦ ૩૧
કે બટુકને ભૈરવ નાચે, કે શોભા તેની બહુ રાચે;
કે ભગવતી ભગવતીની ચાચરે, અંબે૦ ૩૨
કે માન સરોવરે જઈ નાહાશે, કે અઘોર પાપથી મુકાશે;

કે જાશે પ્રાણી પુનરા દેહનો લેશરે, અંબે૦ ૩૩
કે અજાઈ મા અભરે આપો, કે કષ્ટ પડે દુઃખડાં કાપો;
કે સેને અમર કરી થાપોરે, અંબે૦ ૩૪
કે મારશો દહીંત રૂધીર પીધાં, કે હરખ્યા દેવ કારજ સાધ્યા
કે જસોદાએ વધામણાં દીધાંરે, અંબે૦ ૩૫
કે બાવા કોટેશ્વર જઈએ, કે દરશનથી સુખીયાં થઈએ;
કે અંબામા રાખો તેમ રહીએરે, અંબે૦ ૩૬
કે કુરૂક્ષેત્ર કેદારકર કાશી, કે અષ્ટની સીધ નવનીધ દાસી;
કે કુબેર કન્યાળી વાશીરે, અંબે ૩૭
કે સરસ્વતી નાહાશે, કે કોડીલાના કોડ જશે;
કે નાહ્યાથી નિર્મળ તો થાશેરે, અંબે૦ ૩૮
કે ઊલટ આણીને ગરબો ગાશે, કે નિત માની માજીને ચહાશે;
કે તે આનંદ સાગરમાં નાહાશેરે, અંબે૦ ૩૯
કે મોઢ જ્ઞાતી છું નાતે, કે ચામર વેણીના જાતે;
કે સમરૂં દીવસને રાતેરે, અંબે૦ ૪૦
કે રાજપુરા મધે બેઠા, સઉ દાસ થકી હેઠા;
કે બેઉ કર જોડી કહે જેઠારે, અંબે૦ ૪૧

---

## તુળશીના મહિમા.

ધન ધન પાટણ ધન ગામ,
ધન તુળશી તારૂં ઉત્તમ નામ સાંભળો ગુણવંતા. ૧
અષાડે તુળશી રોપ રોપાવે,

દેવ દામોદરને નિંદ્રા નવ આવે. સાંભળજો. ૨
શ્રાવણે તુળશી દાદારે પાને,
હરખ્યા શ્રી નારાયણ તુળશીને નામે. સાંભળજો. ૩
ભાદરવે તુળશી લેરેરે જાય,
કંઠે સોવરાવે શ્રી જાદવરાય સાંભળજો. ૪
આસોએ તુળશી આશા વળુધા,
દેવ દામોદર ખોળામાં લીધા સાંભળજો. ૫
કારતકે તુળશી બાળકુંવારી,
લગન નીરધારીને પરણ્યા મોરારી સાંભળજો. ૬
માગશરે માહાવટડે કરીઆ,
શિઆળે તુળશીનાં આંણાંરે કરીઆં સાંભળજો. ૭
પોશ માસે પડ્યારે પોકાર,
તુળશી વના સુનો સંસાર. સાંભળજો. ૮
માહા મહીને સુખ બુધ ન ભુલે,
તુળશી વિના ત્રીભોવન ડુલે સાંભળજો. ૯
ફાગણ ફાગ ખેલેરે ગોવંદા,
પગરે પાવટડે હરી લેલાવટ ચંદા. સાંભળજો. ૧૦
ચઈતરે ચંત બોલે ઉંડોળા,
હીંચોળે હીંચે શ્રી કૃષ્ણજી ગોરા. સાંભળજો. ૧૧
વઈશાખે વનસ્પતિ મોરી,
ઝોળે ને ખોળે મેં રમત માંડી. સાંભળજો. ૧૨
જેઠ માસે તુળશી કરમાયાં,

સોળસેં ગોપીઓ પાણીડાં ચાલ્યાં સાંભળો. ૧૩
તુળશીને ક્યારે ઘીના દિવલડા,
હરી હરી કરતાં જાય એના જીવલડા સાંભળો. ૧૪
હું તમને પૂછું મારી તુળશીરે માતા,
કુણ તારી માતા ને કુણ તારો પિતા સાંભળો. ૧૫
ધરતી મારી માતા ને આભ મારો પિતા,
દેવકી મારી સાસુને કરન ભરથાર સાંભળો. ૧૬

## ભદ્રકાળીનો ગરબો.

સરસ્વતી માતાને વેનવું કરજોડી કહુ છું, હાંહાંરે કરજોડી કહુ છું
મેહેર કરો મુજ દાસને તમ શરણે રહુ છું. હાંહાંરે. ૧
શેહેર તે અમદાવાદની શોભા છે સારી હાંહાંરે.
વરણ અઢાર વાસો વસે વસ્તી છે ભારી હાંહાંરે. ૨
સત્ય નેક રાજ ઈંગરેજનું લાગેછે સારૂં હાંહાંરે.
સઉ વસે સુખ ચેનમાં જોઇ મન હીસે મારૂં હાંહાંરે. ૩
ન્યાય કરે સઉનો નેકથી નહી વાહાલો વેરી હાંહાંરે.
નાના મોટા સઉ એકઠા ક્યાં ભરદ કે મેરી હાંહાંરે. ૪
સઉને સુખ આ રાજમાં છે સોસો ઘણું હાંહાંરે.
જુલમ સ્વપ્ને નવ ઝાંખીયે શું મુખથી વખાણું હાંહાંરે. ૫
શેહેરમાં સ્થાનક દેવનાં શોભા શી કહીએ હાંહાંરે.
એક એકથી અતી ઓપતાં જોઈ વિસ્મય થઈએ હાંહાંરે. ૬
ભાવા તે ગઢથી આવીયાં ભદ્રકાળી નામે હાંહાંરે.

ભદ્રકાળી નામ ભાખ્યુ વસ્યાં ભદ્ર ઠામે હાંહાંરે. ૭
સાંજ સવાર સઉ જાયછે દરસનને કાજે હાંહાંરે.
સંધ્યાકાળે થાય આરતી ઘંટ નોબત ગાજે હાંહાંરે. ૮
શણગાર માના શોભીતા રચના છે સાજી હાંહાંરે.
હીરા રતનને હેમના માંહી ચુનીઓ ભાગી હાંહાંરે. ૯
કંઠે એકાવળ આરોપીઓ દીસંતો રૂડો હાંહાંરે.
બાંહે બાજુબંધ બેરખા માંહી સોના ચુડો હાંહાંરે. ૧૦
હીરા રતનની કાંકણી માંહી ચુનિયો ઝળકે હાંહાંરે.
ખરાં મોતીના ગળઆવા મહી લીલમ લળકે હાંહાંરે. ૧૧
કાને ફલાફુલ શોભતાં નાકે વેસર વાળી હાંહાંરે.
મોતીની બાંધી દામણી મહી મણીઓ ભારી હાંહાંરે. ૧૨
આંગળીએ વેઢ વીંટીયો છલે ઘુઘરી ઘમકે હાંહાંરે.
પાએ તે કલલાં કાંબીઓ તોડા ઝાંઝર ઝળકે હાંહાંરે ૧૩
જગમોતીનું કાપડુ લેલાવટ ટીલડી ચોઢી હાંહાંરે.
પાંચપટાનો ઘાઘરો કસબી સાડી ઓઢી હાંહાંરે. ૧૪
પાછળ બાંધ્યો ગોફણો માંહી ઘુઘરી ઝળકે હાંહાંરે.
આયુધ શણગાર સરવે સજી ઉભાંછો માજી, હાંહાંરે. ૧૫
જોયો એ ધીની જગમગે જોઈ રવી શોભ ચોલે હાં.
તેના જોઈ મઈયા તણું મારૂ મનડુ લોભે હાંહાંરે. ૧૬
તેના ન મળે ત્રણ લોકમાં રવી ઝાંખો થાયે હાંહાંરે.
અકળ સ્વરૂપ બાંબ પ્રકાશીયું ભદ્રકાળી માયે હાં૦ ૧૭
અમદાવાદમાં વાસો વસ્યાં સઉ દુનીયાં જાણે હાંહાંરે

ખડું સાવે વધામણાં માંનતા મસ માને હાંહાંરે. ૧૮
દુઃખ કાપી સુખ આપોછો મા દિનદયાળી હાંહાંરે.
અમદાવાદની રક્ષા કરો પાવાધઢવાળો હાંહાંરે. ૧૯
સેવક પોતાનો જાણીને મા રાખો પાસે હાંહાંરે.
અરજ સાંભળી તેહની મા પુરજો આશો હાંહાંરે. ૨૦
દિન સેવકની વિનતી રૂદીયામાં ધરજો હાંહાંરે.
ભીડ પડે ત્યાં માવડી આવી સંકટ હરજો હાંહાંરે ૨૧
ગરબા શીખી સાંભળો નિત પાઠ કરશે હાંહાંરે
કોટીક પાપ પ્રલે થઈ તે સેહેજમાં તરશે. હાંહાંરે. ૨૨
બેલા મોતી એ ગુણ ગાયછે બેઉ કર જોડી હાંહાંરે.
સાર કરો મા સારદા બુધી છે થોડી. હાંહાંરે. ૨૩
વાસ તે અમદાવાદમાં પંચભાઈની પોળ હાંહાંરે.
દુઃખ કાપી સુખ આપજો છે તગાતણે ઓળ. હાંહાંરે. ૨૪

## અભિમન્યુનો ચકાવો.

સરસતના સ્વામીને વિનવુંરે ગણપત લાગુ પાય,
અજોધ્યા નગરીમાં દહીંતનો વાસો, તેના મસ્તક છેદારે.
દહીંત કાળે કશને કજીઓરે માંડયો,
દહીંતોમાંથી દહીંતાણી નાઠાં, ગયા ગયા વનમાં ગયારે.
વનમાં જઈ અઈલોચન જનમ્યા,
સોના કામડી ને રૂપાના ભાલા, અઈલોચન રંખા નિસરયા.
જઈ રહ્યા જઇ રહ્યા વગડારે વચ્ચે,

વનરે વગડામાં એક પંખીરે જનાવર.
તેરે જનાવર અઇલાઅનેમારયો, ડોશી તે મેણાં બાલીરે
બહુ છે બળિયો બહુ બળવંતો,
એવો છેતો તારા બાપનું વેર લેને.
ત્યાંથી અઇલાઅનને ઝાળો લાગી, આવી રહ્યા ઘર આંગણેરે
કે મારી મા મારો બાપ કોણે મારયો,
બારે વરશે દીકરા બાપ કેમ સાંભરયો, ડોશી તે મેણાં બાલીરે.
તારો તે બાપ કાળા કરસનએ મારયો,
ભલે કોવાડો અઇલાઅન આવ્યા, જઇ રહા વગડા વચેરે.
વનર વગડાનાં લીલાં વૃક્ષ વાઢયાં,
ડાળાંડાળાંપડયાંમુકયા થડીયાંઉપાડયાં લાકડાનીબાંધીભારીરે
ત્યાંથી અઇલાઅન સુતારીને ઘેરે,
ભાઇરે સુતારી તું મારા વીરા, પેટી ઘડી મને આલરે
આતેર આંનાંને એકજ કોઠો,
ત્યાંથી અઇલાઅન લવારીને ઘેરે.
ભાઇરે લવારી તું મારા વીરા, આની મને પેટી જડી આલરે
છત્રીસ તાળાંને બત્રીસ કુંચીઓ,
ત્યાંથી અઇલાઅન ચોતારાને ઘેરે,
ભાઇરે ચોતારા તું મારા વીરા, પેટી ચોતરી આલ સારીરે
ત્યાંથી અઇલાઅન દરજીડાને ઘેર,
ભાઇરે દરજીડા તું મારા વીરા, આની મને ગાદી શીવી આલરે
પેટી ઉપાડી અઇલાઅન ચાલ્યા,

કાળીરસા જઈ રહ્યા વગડારે વચ્ચે, વડની છાયે પેટી મુકીરે
બ્રાહ્મણને વેશે કાળો કૃસ્નજી આવ્યા,
ક્યાં જવ્યો છો મારા રે જજમાન, કૃસ્નનું વેર વાળવા જઈરે
કહો ગોરજી કાળા કૃસ્ન કેવારે હશે,
વુજ સરીખા ને તારારે જેવા, દેહીનું પ્રમાણ આલોરે
લ્યો મારા ગોરજી દેહીનું પ્રમાણ,
ત્યાંથીઅઈલોચનપેટીમાંસમાણા, કાળાકૃસ્નેતાળાંઅડકાવ્યારે
ગોર મારા ગોર મને બાહાર કાઢો,
કોણ તારો ગોરને તું કોનો જજમાન, હું છું કાળો કૃસ્નરે
પેટી હતી તે આકાશે ઉગાડી,
આકાશના દેવતારે જગાડ્યા, આ જુધ્ધ કોણે માંડ્યાં
અઈલોચન ને કાળા કૃસ્નએ માંડ્યાં,
પેટી હતી તે પતાળે પછાડી, પતાળના શેષનાગ ડોલ્યારે
આવું તે જુધ્ધ કોણેરે માંડ્યું,
અઈલોચન ને કાળા કૃસ્નએ માંડ્યું, તેનો થયો ખરભડાટરે
ત્યાંથી અઈલોચન મરતુક પામ્યા,
બલે પેટી ને કાળો કૃસ્નજી ચાલ્યા, જઈ રહ્યા દ્વારકાં ગામરે
પેટી હતી તે સુભદ્રાને આપી,
જોજોરે બેન આ પેટી ઉઘાડતાં, સાચવી રાખજો પાસેરે
નણંદ ભોજાઈ બે માથાંરે જુવે,
નણદલ તમારા ભાઈ શું લાવ્યા, તે મુજને દેખાડોરે
પેટી હતી તે સુભદ્રાએ ઉઘાડી,

ભાઈનું કહ્યું સુભદ્રાએ ન માન્યું, કરનનું વેર વાળવા જાઉ રે
પહેલેરે માસ એળે વેળે ગયો,
બીજેને માસે સૈયરને સંભળાવ્યું, તીજાનો મરમ ન જાણ્યો રે
ચોથેને માસે માતાને સંભળાવ્યું,
પાંચમેને માસે બાંધોને રાખડી, છઠે ને કઠીયલ દુધરે.
સાતમેને માસે ઓળો ભરાવો,
ઓળો ભરાવીને મૈયર વળાવ્યાં, આઠમાનો મરમ ન જાણીયો રે
નવમેને માસે અભિમન્યુ જનમ્યા રે,
સોનાને સળીએ નાળ વધેર્યા, પાણી માટે દુધડે નવાડ્યા
ચીર ફાડીને ખળોતીયાં કીધાં,
જાદવનાં રે પારણાં બંધાવ્યાં, ચોખા સાટે મોતીડે વધાવ્યા રે
સાત પાંચ વરશનાં અભિમન્યુ થયા,
લેઈ પાટીને ભણવા રે ગયા, ભણીગણી નવચંદા થયા રે.
પોતાના કાકા સગાઈયો રે લાવ્યા,
ઓતરા અભિમન્યુ નારીરે નારી, વઈરાટની કુમારીરે.
લીલા ને પીળા વાંસ વઢાવો, નવરંગી ચોરી ચીતરાવીરે
ત્યાંથી અભિમન્યુ પરણવાને ચાલ્યા, સારા તે શુકન થાય રે
ત્યાંથી અભિમન્યુ સરોવરીએ આવ્યા, સુકાં સરોવર લીલાં થયાં રે.
ત્યાંથી અભિમન્યુ ભાગોળે આવ્યા, ભાગોળે ભેરો વગડાવો રે.
ત્યાંથી અભિમન્યુ ચઉટામાં આવ્યા, ચઉટામાં ચમર ઢળાવો રે
ત્યાંથી અભિમન્યુ જાનીવાસે આવ્યા, કાકાજી મળવા કરાવો રે.
ત્યાંથી અભિમન્યુ તોરણે આવ્યા, સાસુજી પૂખવા આવ્યા રે

ત્યાંથીઅભિમુન્યમાંયરામાંઆવ્યા, મામાજી કન્યા પધરાવોરે
ત્યાંથી અભિમુન્ય ચોરીમાં આવ્યા, મામાજી દો કન્યાદાનરે.
પેહેલુંરે મંગળ હરતુ ને ફરતુ, દાદાજી દો કન્યાદાનરે
દાદાજીએ આલ્યાં ઘોડાલાનાં દાન,
બીજુ મંગળ ચોરીમાં વરત્યું. માતાજી દો કન્યાદાનરે.
માતાએ આલ્યાં ગાવડીઓનાં દાન,
ત્રીજુને મંગળ ચોરીમાં વરત્યું, વીરાજી દો કન્યાદાનરે.
વીરાએ આલ્યાં વેલડીઓનાં દાન,
ચોથુ મંગળ ચોરીમાં વરત્યું, ભાભીજી દો કન્યાદાનરે.
ભાભીએ આલ્યાં જોટડીઓનાં દાન,
ત્યાંથી અભિમુન્ય પરણીને ઉઠતા, માતાને પાયે લાગ્યારે
પોતાની માએ આશીષરે આપી,
ઘણુ જીવો દીકરા ઘણો આવરેના, એતારા તારી નારીરે
જોજે અભિમુન્ય તારીરે ગોરી, ગોરીછે ગુણીયલીરે
અમારા તે કુળમાં એવીરે રીતો વર સાથે કન્યા નહાવરે
પેહેલેરા પોહોરનાં શમણાંરે લાગ્યાં,
આરે શમણાંમા કોરાં કડલાં નંદ્યાં,
એરે શમણાં દીકરી આળપંપાળ,તારાશમણાં પડેમુકેલાકડેરે
બીજેલા પહોરનાં શમણાંરે લાગ્યાં,
આરે શમણાંમાં કોરાં ઘરચોળાં પહેર્યાં,
એરે શમણાં દીકરી આળપંપાળ, શમણાં પડે રાંડીરંડાયેરે
ત્રીજેલા પહોરનાં શમણાંરે લાગ્યાં,

આરે શમણામાં રાજકો આણેર આવે,
અરે શમણાં દીકરી આળપંપાળ, શમણું પડો સમુદ્ર જઈરે
ચોથેલા પહોરનાં શમણાંરે લાગ્યાં,
બાળુડો અભિમન્યુ જુધે ચડેછે, ઓતરાને આણાં આવ્યાંરે
ઓતરાના બાપની ઊંચી હવેલી,
ઊંચી હવેલીને નીચા ઝરૂખા.
સોના કચોળાને રૂપાના દોરા, ઓતરા માથિલાં ગુંથેરે.
હીરૂડી ચીરૂડી સાંઢે રતનો રખાણી, વેગે આ તો હીંડોરે.
માડીરે મા તમે પોઢેલાં જાગો, અમારાં આણેલાં આવ્યાંરે
ઘણુંરે જીવો દીકરી એ શું બોલ્યાં,
બાઈઓ રી રાણી ઓતરાએ પુછ્યું,
કયાંથી આવ્યા વીરા કયાં તમે હતો.
બાળુડો અભિમન્યુ જુધે ચડેછે, ઓતરાને આણે આવ્યોરે
બાઈઓથી ઓતરાએ પડતાંરે મુકયાં ન રહી સુધને સાનરે.
ઓતરાને દાદે સોગીડા જગાડયા, વાળીઆ કાઢે આજ સારીરે
સારી સારી કાઢે ને નંદાએલી નીસરે.
દાદે સોગીડાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારોછો ઓતરાના કરમનો વાંકરે
ઓતરાને દાદે જોશીડા જગાડયા, સુંદરી કાઢ આજ સારીરે
સારી સારી કાઢેને નુકશાન નીસરે,
દાદે જોશીડાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે.

ઓતરાના દાદે ચુરગડીયા જગાડ્યા, ચુગીલા કાઢે બહુ સારારે
સારા સારા કાઢેને નંદાએ નીસરે,
દાદે ચુરગડીયાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે
ઓતરાના દાદે માળીડા જગાડ્યા, ગજરા કાઢે મુંધા મુલનારે
ખીલેલા કાઢે ને કરમાએલા નીસરે,
દાદે માળીડાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે
ઓતરાને દાદે મોચીડા જગાડ્યા, મોજડીઓ કાઢે મુંધા મુલનીરે
રાતી રાતી કાઢે ને કાળી કાળી નીસરે,
દાદે મોચીડાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે.
ઓતરાને દાદે સરઈયા જગાડ્યા, સારૂ સારૂ કંકુ કાઢેરે,
કંકુ કાઢે ને કાજળ નીસરે,
દાદે સરઈયાને મારવા લીધો,
ઓ મારા દાદા શીદને મારોછો, ઓતરાના કરમનો વાંકરે
દાદે સાસરવાસે ઓતરા વળાવ્યાં, રાખડો તેડાને જનપરે.

— ❦ —

વધામણાં

૩ મને માશીને રથડો જોડરે, બાળા રાજરે.
મને યુધે તે સાથે તેડરે બાળા રાજરે.
૪ મને યુદ્ધ જોવાના કોડરે બાળા રાજરે

કે આપણે સરખા સરખી છે જોડરે બાળા રાજારે
કે લાવ હું ધરૂ હથીઆરરે બાળા રાજારે
કે કરૂ કઉરવ સંહાર રે બાળા રાજારે
કે છોડી યુધ્ધ વળો ઘેર આજરે બાળા રાજારે
કે તમને આપુ મારા બાપનું રાજરે બાળા રાજારે
કે નારી કેશ સમુળા કાઢે રે બાળા રાજારે
કે રથ ઉપર દેહ પછાડે રે બાળા રાજારે
કે રથ હાંકો તો રામજીની આણરે બાળા રાજારે
કે રથ જોડો તો કાઢું મારા પ્રાણરે બાળા રાજારે
કે મારા વગડામાં રથના રોકનારે બાળા રાજારે
કે મારા સસરા મેણું બોલ્યા રે બાળા રાજારે
કે વહુ આવતડી ભમરાળી રે બાળા રાજારે
કે મેતો નથી દીઠી પગની પાનીરે ઓતરા રાણીરે
કે તારૂ રૂપ દેખી જુધે ન ચડેતરે ઓતરા રાણીરે
કે મે તો નથી દીઠી નાકની દાંડીરે ઓતરા રાણીરે
કે મારા કુળનો બનજો વંશરે ઓતરા રાણીરે
કે મને પાટા બાંધીને પરણાવ્યારે ઓતરા રાણીરે
કે મને સમરથ સાસુજી દેખાડરે બાળા રાજા
કે મને સાસુજી જોવાના રસ કોડરે બાળા રાજારે
કે મારા કાંકણ દોરા છોડાવ રે બાળા રાજારે
કે મને સમરથ સસરો દેખાડ રે બાળા રાજારે
કે મને ઘુંઘટ તાણવાના રસ કોડરે બાળા રાજારે

કે મને દીયર દીવડો દેખાડ રે　　બાળા રાજન રે
કે મને હોળી રમવાના રસ કોડ રે　　બાળા રાજન રે
કે મને નાનીશી નણંદી દેખાડ રે　　બાળા રાજન રે
કે મને ઢાગલે રમવાના રસ કોડ રે　　બાળા રાજન રે
કે મને સમરથ સાસુડી દેખાડ રે　　બાળા રાજન રે
કે મને પાએ પડવાના રસ કોડ રે　　બાળા રાજન રે
કે મને જોડ્લી જેઠાણી દેખાડ રે　　બાળા રાજન રે
કે મને જોડે હીંડવાના રસ કોડ રે　　બાળા રાજન રે
કે મને વાહલી દેરાણી દેખાડ રે　　બાળા રાજન રે
કે મને વાદ લીધાના રસ કોડ રે　　બાળા રાજન રે
કે મારૂં માથુ વાઢીને દડો ખેલ રે　　બાળા રાજન રે
કે તારી કેડના કટાર મને આલ રે　　બાળા રાજન રે
કે મારી જમણી કુખ ધરો સુર રે　　બાળા રાજન રે
કે તારી જમણી કુખ ના ધરાસ રે　　ઓતરા રાણી રે
કે તારી કુખે મોતીગર દીકરો રે　　ઓતરા રાણી રે
કે સરી દેશે રામનું નામ રે　　ઓતરા રાણી રે
કે સરી રાખશે બાપનું નામ રે　　ઓતરા રાણી રે
કે તેથી સરશે તમારૂં કામ રે　　ઓતરા રાણી રે
કે તારી ઢાલડીના ઓઠે મને રાખ રે　　બાળા રાજન રે
કે તારાં આવતાં છૂટશે બાણ રે　　બાળા રાજન રે
કે જાશી જાતી ઘોડલીયાની બાગ રે　　ઓતરા રાણી રે
કે મેલો મેલો ઘોડલીયાની બાગ રે　　ઓતરા રાણી રે

કે મારા ગડચા શા બાઈબંધ દીએરે ઓતરા રાજીરે
કે મેં તો ધવતાં બાળ વછોડયાંરે બાળા કાજનરે
કે મને તેનાં પરાશ્ચીત લાગ્યાંરે બાળા રાજનરે
કે મેં તો ધવતાં જનાવર વછોડયાંરે બાળા રાજનરે
કે મને તેનાં પરાશ્ચીત લાગ્યાંરે બાળા રાજનરે
કે મેં તો છાણે છાણું ભાગ્યું રે બાળા રાજનરે
કે મને તેનાં પરાશ્ચીત લાગ્યાંરે બાળા રાજનરે
કે મેં તો દીવે દીવો કીધો રે બાળા રાજનરે
કે મને તેનાં પરાશ્ચીત લાગ્યાંરે બાળા રાજનરે
કે હું તો પગરે પાનિઓ ધોતા રે બાળા રાજનરે
કે મને તેનાં પરાશ્ચીત લાગ્યાં રે બાળા રાજનરે
કે મેં તો વેહેળા નાકે પગ દીધારે બાળા રાજનરે
કે મને તેનાં પરાશ્ચીત લાગ્યાંરે બાળા રાજનરે

---

મુંબઈના પારશિયો વિશે. ગરબી ૧૯.

"ઓ અરદેશર તારોરે ડંકોરે સુરત શેહેરમાં" એ રાગ.

શુણ સાહેલી પુરણ જશ પામ્યા મુંબઈના પારશી;
ગાઇએ ગરબી મુખના ગુણ જેમ જણવી આપે આરશીટેક

વલણ

બહુ સુંદર મુંબઇ બંદર છે, વિખ્યાત જગતની અંદર છે;
જ્યાંહાં પારશિનાં બહુ મંદિર છે, શુણ સાહેલી ૧
જે પશ્ચિમ હિંદુસ્તાન તણું, છે શોભીતુ સંસ્થાન ઘણું;

વેપાર વિશે જેનું મુખ્ય પણ. શુ[illegible] સાહેલી ૨
ઇનસાફ જયાંહા બહુ સારો છે, વિદ્યાંનો અધિક વધારોછે;
જયાં સરવ પ્રકારે સુધારોછે, શુણ સાહેલી ૩
જયાં લોક ઘણાં રેહેછે સુખિયા, દુખ દુર તજે દરદી દુખિયા
કહું લોક ત્યાં જેછે મુખિયા, શુણ સાહેલી ૪
પારશિયો પ્રથમ ગણાયા છે, હિંદુ તુરક લખાયાછે;
વળિ ખ્રિસ્તી ખુબ વસાયાછે, શુણ સાહેલી ૫
એ વિગરે જન બહુ જાતોના; વળિ નાની મોટી નાતયોના
વેપાર કરે બહુ ભાતયોના, શુણ સાહેલી ૬
નામાંકિત પારશિયો તેમાં, છે સદગુણિને સરમમ. જેમાં
કશિ વાત નથિ ખામી એમાં, શુણ સાહેલી ૭
જે મુંબાઈ શોભા પામે છે વિખ્યાત થઈ બહું ઠામેછે
તે પારશિયોને નામે છે, શુણ સાહેલી ૮
વેપાર વરયા દેશો દેશો, સહુ માને આવે સંદેશો;
તે પારશિયોના પરવેશો, શુણ સાહેલી ૯
વિદ્યાને હુનર વધેલા છે, વળિ જે રસતા સુધરેલાછે;
પારશિયો તેમાં પેહેલા છે, શુણ સાહેલી ૧૦
વળિ ધરમ ધુરંધુર ધીરા છે, સરવે વાતે શુરવીરાછે;
એનો હેમ જડેલા હીરા છે, શુણ સાહેલી ૧૧
મુરખને જ્ઞાની કરવામાં, દરદીનાં દરદો હરવામાં;
ઉદાર પણું ઉર ધરવામા શુણ સાહેલી ૧૨
બહુ નાતયોના હીતકારી છે, સમજણ જેની બહુ સારીરે

પારશિયો પર ઉપકારી છે, શુણ સાહેલી ૧૩
બહુ કુવા તળાવો કીધાં છે, રસ્તા પુલ બાંધી દીધા છે;
રાંય ધરમશાળા જશ લીધા છે, શુણ સાહેલી. ૧૪
વધતી કીધી વિદ્યાશાળા; વળિ દવા મળે દરદો વાળા;
એવા પારશિયો ધરમાળા, શુણ સાહેલી ૧૫
છે આગેવાન સખાવતમાં, વિખ્યાતી ચિન વિલાયતમાં;
સાધજે શુભ કામ સહાયતમાં, શુણ સાહેલી ૧૬
જે કોઈ પણ કરી દેખાડે છે, આ કારણ જ લાભ પમાડે છે
તો પારશિ પ્રથમ ઉપાડે છે, શુણ સાહેલી ૧૭
જો કાંઈ જુની કુળ રીતી છે, પણ એમાં હોય અનીતિ છે;
તે તુરત તજે તજિ પ્રીતી છે, શુણ સાહે ।। ૧૮
સુધરાઇ કરવામાં તે સારા, ધરી ચિરંજ બાંધે શુભ ધારા;
મહાભારત કામો કરનારા, શુણ સાહેલી ૧૯
જેણે કાઢી બખિલતા બારીજે, ઊરમાંહી ઉદારતા ધારીછે
એનિ હિંમતને બલિહારી છે, શુણ સાહેલી ૨૦
બહુ લોક સુધરવા બેઠા છે, સુધરાઈના છાંટા પેઠા છે;
એ પારશિયોના એંઠા છે શુણ સાહેલી ૨૧
નારી જનનાં અજ્ઞાન થકી, નહી રેહેતના બહુ વરસ ટકી
તે પારશિયોનાં પુન્ય થકી, શુણ સાહેલી ૨૨
અબળા દીલની બેડી તુટી, બહુ મુરખ રહે માથાં કુટી
સુધરાઈના કિરણો થઈ છુટી, શુણ સાહેલી ૨૩
એ માલ પરી દશોદિશ, નાણાના મોટા સ્તુપ સહુ લેશે;

તે અતરમાં આશિશ દેશ                    શુણ સાહેલી ૨૪
નારીના દિન ઝળકાટ થાય, બહુ વેહેમ અને અગ્નાન ગાયાં
રવિ દેખી કમળા જેમ શોભિ રહ્યા       શુણ સાહેલી ૨૫
એ કામ પ્રભુને પ્યારૂછે, સઉ જનના હકમાં સારૂછે,
નારીને સુખ દેનારૂં છે,                 શુણ સાહેલી ૨૬
આ ગરબી સાંભળી લઈયેજી, સુણિ ખુબ ખુશી ખુશી થઈયેજી
દલમાંથી આશિશા દઈયેજી,               શુણ સાહેલી ૨૭

---

## કેફી કંથ વિષે. ગરબો. ૨૦

" જીવે મારુગર બંદલા" એ રાગની છે.

કેફી સૈયર જેનો કંથડો રે, તેનાં પૂરણ પાપ;
મનમાં ઉદાશી મટે નહી, હાંરે તપે તનડામાં તાપ કેફી ૧
એવો દિશે અળખામણો રે, જાણે જીવનો ટળેલ;
આડા બોલેર અકુણીયો, હાંરે એનાં ગાત્ર ગળેલ. કેફી ૨
એક ટકાની નહી આબરૂરે, પિટયો બઉટાનો ચોર;
દાહાડી દોરાય દરબારમાં, દારે પુઠે લોકોનો તોર. કેફી ૩
અપાયાંઓને ઘણો આળસુ રે, કાંતો ઊંઘે કાં ગાય;
રળવાની શકિત રહે નહી, હાંરે રળયું રાંડનું ખાય. કેફી ૪
બાહારથી આવે બે બાકળોરે, હિણા દેખાય હાલ;
બુણે ઠાળીને પડે ખાટલા, હાંરે બઈરી છઈયાંનો કાળ. કે.
બાળકને ખાવા નહી બાજરીરે, પિટયો પ્રગટે ઉફાંદ;
છતે ધણિયે બળે છાતડી, હાંરે વેઠ રંડાપો રાંડ. કેફી ૬

બાળ હિણો લેજો નહીરે, જાશે તરણાથી તોલ;
તેવા અક્ષ્મિણના તોરમાં, હાંરે બોલે જુઠેરા બોલ. કેશી
કોઇ કોઈ વખત થાયકેકૃપીરે, હઈયા ફુટો હેરાન;
તોયે શીખ દલપતરામની, હાંરે કદી ધારે ન કાન. કેશી ૮

---

કેફીનો બાયડીનો વિલાપ. ગરબી ૨૧
"ઓધવજી સંદેશો કહેજો શ્યામને" એ રાગની છે.
મા મુજને કેમ દીધીરે કેફી કંથને,
શોધી કાહાડયાં કયાં જનમનાં વેર જો;
જનમ સમે નવ આણ્યો મારા અંતને,
ગળથુથીમાં ગોળી ન પાયું ઝેર જો, મા મુજને. ૧
ઉછેરી નાંખીરે બળતી આગમાં,
ઉગરવાનો નથી હવે ઉપાય જો;
ભોગવવું દુઃખ લખ્યુંરે મારા ભાગ્યમાં,
રજની દાહાડા રડતે વીતી જાય જો, મા મુજને. ૨
આવરદા મારીરે અતી લાંબી થઈ,
ત્રાગ નહી જે તોડે તુટયો જાય જો;
કરમ તણી કાહાણીરે કયાં જાએ કહી,
છાંય કુવાની કુવા વિશે સમાય જો. મા મુજને. ૩
શું કરવું જીવીને આ સંસારમાં,
હાથે મરૂં તો આતમ હત્યા થાય જો;
સાતે જનમ પામુરે શોક અપારમાં,

પાર ન આવે કરતે ક્રોડ ઉપાય જો. મા મુજને૦ ૪
રમવું ને જમવું તે મુજને નવ ગમે,
માથે ઉગ્યાં દુઃખનાં મોટાં ઝાડ જો;
એ દુઃખથી છોડાવે મુજને આ સમે,
પુરણ માનું પરમેશ્વરનો પાડ જો, મા મુજને૦ ૫
ફરી જનમ ધરશુરે ત્યાં સુખ પામશુ,
આ અવસર તો એળે ગયો અવતાર જો;
હઈયું કઠણ રાખીરે હિંમત રાખશુ,
ભાગ્ય લખેલો દઈવે આ ભરથારજો, મા મુજને૦ ૬
પાપ નથી કીધાં મેં આવડાં આ પળે,
પ્રગટ્યાં આવી પેલા ભવનાં પાપ જો;
લેખ લખ્યા દઈવે તે ટાળ્યા નવ ટળે,
કરમ કરે તે ન કરે માને બાપ જો, મા મુજને૦ ૭
દિલમાં એમ સમજીને દુઃખ ન માનવું,
રાખુ હઈયામાં કેના ઊપર રોશ જો;
ભવ પેલે કીધાં તે ભોગવી છુટવું,
દલપતના સ્વામીને ન દેવો દોશ જો, મા મુજને૦ ૮

---

## મરનારની પાછળ ન રોવા વીષે. ૨૨

રાગ વિવેક વણઝારાનો.

માનવિયો મરનારને નવ રોશોરે,
કંઈ લાભ નથી લવલેશ, ખાલી આંખ ખોશોરે.

ધીરજ મનમાંહી ધારજો, નવ રોશોરે;
હઇડું કુટીને રોતાં હમેશ, ખાલી આંખ૦ ૧
નરનું ધારયું તો નથી થતું, નવ૦
એક ધારયું ધણીનું થાય, ખાલી આંખ૦
સઘળું બને તેતો સાંખજો, નવ૦
એનો એકે નથી ઉપાય, ખાલી આંખ૦ ૨
જન મળીયાં જાશે જેટલાં, નવ૦
નથી સાથે સઉ સોંડનાર, ખાલી આંખ૦
એકે આવ્યાં ને એકે જવું, નવ૦
નહાનાં મોટાંનો નિરધાર, ખાલી આંખ૦ ૩
જનમ્યાં તે સઉ મરી જાયછે, નવ૦
નથી એમાં કશીરે નવાઇ, ખાલી આંખ૦
કાળજું બાળી ન કુટશો, નવ૦
ભેળાં થઇને ન કરશો ભવાઇ, ખાલી આંખ૦ ૪
જ્યાં જ્યાં ગમે ત્યાં તમે જુઓ, નવ૦
બહુ એવા બનાવ બનેલ, ખાલી આંખ૦
પૂત્ર મુઆ કઇક પરણીને, નવ૦
ગુણવંતા ભણેલ ગણેલ, ખાલી આંખ૦ ૫
મેલી બાળક એક માસનું, નવ૦
કઇક માતાઓ પામીછે મરણ, ખાલી આંખ૦
તે જોઇ દુ:ખ તમે તજો, નવ૦
સમરો ઇશ્વર અશરણ શરણ, ખાલી આંખ૦ ૬

રામ જેવા ગયા રાજવી, નવ૦
ગઈ સીતા સમી સતી નાર, ખાલી આંખ૦
કુંવર ગયા શ્રી કૃષ્ણના, નવ૦
સ્થિર કોઇ ન કરયું આ ઠાર, ખાલી આંખ૦ ૭
ઇંદ્રપુરીઓ ઉજડ થઈ, નવ૦
પાકી પ્રથ્વીઓ પામી વિનાશ, ખાલી આંખ૦
અગણિત પેઢી ગઇ આપણી. નવ૦
નથી આપણે રહેવાની આશ, ખાલી આંખ૦ ૮
કેને સંભારીએ કાળજે, નવ૦
વળી કેની વિસારિયે વાત, ખાલી આંખ૦
જન્મ મરણ નદી જળ સદા, નવ૦
રહે ચાલતું દીવસ ને રાત, ખાલી આંખ૦ ૯
હિંમત ધરો હઇયા વિશે, નવ૦
આપો બીજાને ધીરજ એમ, ખાલી આંખ૦
રડતાં દેખીને બીજા રૂવે, નવ૦
માટે કરીએ એવું કહી કેમ, ખાલી આંખ૦ ૧૦
વીતી તે વાત વીસારજો, નવ૦
નહી તો પામશો પીડા પંડ, ખાલી આંખ૦
રાખે હરી તેમતો રહો, નવ૦
એમાં આનંદ પામો અખંડ, ખાલી આંખ૦ ૧૧
અજ્ઞાનીની પેઠે આરડી, નવ૦
તજો રોવા તણી તુછ ટેવ, ખાલી આંખ૦

રામ કરે તે રૂડું ગણો, નવ૦
ભજો દલપતરામનો દેવ, પાળી આપ૦ ૧૨

---

જીવે માળીગર ખંદલો. એ રાગ છે.

કુટી કુટીને કાયા દુઃખયેરે, થઇ રગ માંડી રોગ;
દયા ન ઉપજે દઇવને, હાંરે શીદ રાખોછો શોગ;
સેજે બનારૂં તે થશે. ૧
સંગા સાખંડી સરવે મળીરે, શાને કરોછો શોર;
કાળની આગળ કોઇનું, હાંરે જરી ચાલે ન જોર; સેજે. ૨
જનમ્યો તે દીવસથી જાણીરે, માથે મરવાની લાય;
ઘડીએ વધે કે ઘટે નહી, હાંરે કરે કોટી ઉપાય; સેજે. ૪
મોટા મોટાએ મરી ગયારે. ભીમ અરજુન આદિ;
કોઇએ હમેશાં રહ્યા નહી, હાંરે એવી રીતી અનાદિ; સેજે.
નાહાના મોટાનું નકી નહીરે, મરે માસે છ માસ;
ગરભ ગળેછે ગોરી તણા, હાંરે કોઇ વરશે વિનાશ; સેજે. ૫
નથી એ વાત નવાઇનીરે, રોજની છે એ રીત;
તેથી શોકાતુર શું થવું, હાંરે નયણે નિરખોછો નિત્ય; સેજે.
જુવો કોઇ જાતનાં જીવડાંરે, જીવે એકજ જામ×;
એવાજ છિયે આપણે, હાંરે તુલ્ય પ્રાણી તમામ; સેજે. ૭
વિચાર આપ્યો વિશેષ છેરે, જેણે માણસ જાત;
રહેવું તેની રૂચી ઉપરે, હાંરે વધતી કરવી ન વાત; સેજે.

---

× પહોર.

કર્તારને ગમે તે કરેરે, તેમાં રાખે જે રીસ;
શત્રૂ તે સર્જનહારનો, હાંરે એને કાપેછે ઈશ, સેજે૦ ૯
પડે પગીને જેમ પાંદડાંરે, નથી આવે નિદાન;
તેમ આ લોક તમામ છે, હાંરે એનું કશુ અભિમાન;
લાખો કરોડો વર્ષ વહી ગયારે, ચાલ્યો આવેછે ચાલ;
બહુ ઉપજ્યા ને બહુ ખપ્યા, હાંરે એવો ઓટોછે ખ્યાલ;
ઓટામાંથી ખરૂં ઓળજોરે, જનો કરીને જતન;
દળપતરામના દેવનું, હાંરે ભાવે કરજો ભજન; સેજે૦ ૧૨

---

## પંદર તથી. ૨૩

પૂનમે અમને પુરણ દરસન દેજોરે છોગાળા;
દયા કરી મારી દેહનાં દુખડાં ઓજો રે મોરલીવાળા. ૧
પડવે આવી પકડો મારી બાંયરે છોગાળા,
કાંઈ સતગુરૂની શીતળ રાખો છાંય રે મોરલીવાળા. ૨
બીજે મારી બાળક બુધ્ધ કાપોરે છોગાળા;
દયા કરી મારી દેહનાં દુઃખ ઓજોરે મોરલીવાળા. ૩
ત્રીજે હુંતો તતખર થઈને બેઠીરે છોગાળા;
ગોરી જાતીતાને મુજને લાગી મીઠીરે મોરલીવાળા. ૪
ચોથે ચતુરા શું ગયાછો ચુકીરે છોગાળા;
કાંઈ લેહે લાગી મેં લાજ સરવની મુકી રે મોરલીવાળા.
પાંચમે પુરણાવરવી કહેવાયરે છોગાળા;
મુજ હરી વિના તો ઘડીએ ના રહેવાયરે મોરલીવાળા. ૬

છઠીના લખીઆ લેખ તે કેમ ટળશેરે છોગાળા;
મુજ પતીવરતાના કારન કરવા પડશેરે મોરલીવાળા. ૭
સાતમે હું ગુણ તમારા ગાતીરે, છોગાળા;
કાઈ મોરલીને શબ્દે હીંડુંછું માતીરે મોરલીવાળા. ૮
આઠમે કોઈ અવતરીઆ અંતરજામીરે છોગાળા;
જાદવકુળમાં જનમ્યાછો નીજ નામીરે મોરલીવાળા. ૯
તુમે કરવા નરપતીનાં કામરે, છોગાળા;
મુજ મંગળવાશી ગયા મથુરાં ગામરે, મોરલીવાળા ૧૦
દશમે દાવાદળ આવી કોપ્યોરે છોગાળા;
કાંઇ મામો કંશ મારીને રણસ્થંભ રોપ્યોરે મોરલીવાળા.
એકાદશીના પકદા આવી બોલોરે છોગાળા;
કઈ અંતરજામી આમ સંગાથે બોલોરે મોરલીવાળા ૧૨
બારસે વંદ્રાવન રસ્તો જોયોરે છોગાળા;
મુજ અપૂરા જીવને શું મેલોછો વિલોરે મોરલીવાળા ૧૩
તેરશે કાંઇ ચરણકમળ ચીત્ત લાગ્યુંરે છોગાળા;
કોઈ જનમા જનમની ભગતી તમારી માગુરે મોરલીવાળા
ચઉદશે કાંઇ ચરણકમળની દાશીરે છોગાળા;
મુજ મંગળવાશી ગયા મથુરાં નાશીરે મોરલીવાળા. ૧૫
અમાશે કંઈ પરણાપર કહેવાયરે છોગાળા;
કંઇ નરશઇ મેહેતો ગુણ તમારા ગાયરે મોરલીવાળા. ૧૬

રામચંદ્રજી વનમાં સોધાવ્યા તે વિષે તોધીયો. ૨૪

સખી પડવે તે પંથે ચાલ્યારે,
મહા વનના તે મારગ ઝાલ્યારે;
સાથે શીતાને લક્ષ્મણ બાળા,
રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૧
સખી બીજે મઢીમાં બીરાજેરે,
જોવાં નદીયો તણાં નીર ગાજેરે;
રામ મેલી ગયા રૂડું રાજ,
રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૨
સખી ત્રીજે તે વનની ઝાડીરે,
રસ ફળ તો મગાવે છે દહાડીરે;
આંબા શોભે શીતાજીની વાડી,
રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૩
સખી ચોથે કેવડીયો બેકે રે,
ફાલ્યો ફુલ્યોને મોગરો મેંકેરે;
એવી લીલી લતાઓ લેકે,
રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૪
સખી પાંચમે પોપટ પાળ્યોરે,
પાંખ લીલીને કાંઠલો કાળોરે;
રામ નામ ભણતાં ભાળ્યો,
રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૫
સખી છઠે છેતરવાને આવ્યોરે,

કુડો કપટી રાવણ સાથે લા૦યોરે;
એ મુખનો મરગ બના૦યો,
રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૬
સખી સાતમે શ્રી હરી સમરચારે,
વાડી બેળી ઉડાડચા ભમરારે;
દુ:ખ સહીને ઉપાડચા ડમરા,
રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૭
સખી આઠમે એને નીહારચોરે,
ધનુસ્પ ધારીને મરગલો મારચોરે;
મૃગ મરતી વખતે પોકારચો,
રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૮
સખી નોમે તે નાંખ્યો તીરરે,
જઇ વાગ્યો મરગને શીરરે;
ધાજો ધાજો લક્ષમણ વીર,
રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૯
સખી દશમે કહે લક્ષમણનેરે,
બની વીરા બોલાવેછે તમનેરે;
આડી આણ દીધીછે અમને,
રઘુપતી રામ રૂદેમા રહેજોરે. ૧૦
સખી એકાદશી ઉપવાશીરે,
લંપટ લેવાનો લાગ તપાશીરે;
રાવણ શીતા લેઇ ગયો નાશી,

રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૧૧
સખી બારશે હનુમાન બળીયોરે,
ઠેકી સમુદ્રપાર નિકળીયોરે;
જઈ જોગ માયાને મળીયો,
રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૧૨
સખી તેરશે ત્રંબાળુ ભાગેરે,
હાક હનુમાન કેરી વાગેરે;
લાય લંકાં ગઢમાં લાગે,
રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૧૩
સખી ચઉદશે ચિત વિચારીરે,
ફોજ વાંદરની રચી સારીરે;
રામે રાવણને નાંખ્યો મારી,
રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૧૪
સખી પૂનમે પ્રભુજી આવ્યારે,
થાળ ભરી મોતીડે વધાવ્યારે;
માતા કૌશલ્યાને મન ભાવ્યા,
રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૧૫
સખી પંદરે તથો થઈ પુરીરે,
એમાં એકે નથી અધુરીરે;
આત્મારામની વાણી મધુરી,
રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૧૬



### પદ ૨ તથા. ૨૫

હરી હઠ મેલને રાધે, મેરી સંગ બોલને રાધે;
અબોલા તોડને રાધે, ગુગટડા ખોલને રાધે;
ક્યા મેરા માનને રાધે. ટેક.
પહેલે મોરી સાહેલડી, પીઉજી વાડીએ જાય;
પીઉજી લાવે દ્રાક્ષ, ગોરી છોલે ને પીઉજી ખાય;
હરી હઠ મેલને રાધે૦ ૧
બીજે મોરી સાહેલડી, આબોહ્ન ઉગ્યો ચંદ ;
દાડમ કેરે ફુલડે ગોરી આંખો માંડયો છે ફંદ;
હરી હઠ મેલને રાધે૦
ત્રીજે મોરી સાહેલડી, તરીઆન વારોવાર;
આ શું ભુલી સુંદરી, ભુલી કંકુને કાજળ સાર;
હરી હઠ મેલને રાધે. ૩
ચોથે ચમકતી મે સુણી, જોબન બાળે વેશ;
ભર જોબનનમાં એકલી, જેના પીઉજી ગયા પરદેશ;
હરી હઠ મેલને રાધે. ૪
પાંચમે મોરી સાહેલડી, પંથ પલંગ કંથ દુર;
ભર જોબનમાં એકલી, મારૂં જોબન જાય ભરપુર;
હરી હઠ મેલને રાધે. ૫
છઠે મોરી સાહેલડી છડીજ વારોવાર;
પરદેશી રાજા પધારશે, આપણ ખરીશુ હારો હાર;
હરી હઠ મેલને રાધે. ૬

શાતમે મોરી સાહેલડી, સાતેજ કીધો સ્નેહ;
ચોમાસાની રત ચોકણી ઝીણા ઝરમર વરસે મેહ ;
હરી હઠ મેલને રાધે. ૭

આઠમે મોરી સાહેલડી, આઠજ જોડાજોડ;
પરદેશી રાજા પધારશે, આપણ જગીશું મોડામોડ;
હરી હઠ મેલને રાધે. ૮

નોમે મોરી સાહેલડી, નવરાંગ પેહેરૂં ચીર;
દિપક લેઈ જોઉં ચડું, મારે નયણે વછુટયાં નીર;
હરી હઠ મેલને રાધે૦ ૯

દશમે મોરી સાહેલડી, દશેરા પુજવા જાય;
પુજ્યા તે નર પામીયા, મારા રાયજાદા ભરથાર ;
હરી હઠ મેલને રાધે૦ ૧૦

અગીઆરશે મોરી સાહેલડી, મેં કીધી શીવરાત;
પરોઢીએ ઉઠી પારણાં કરૂં, મને કૃશ્ન જોયાની ઘણી ખાંત;
હરી હઠ મેલને રાધે૦ ૧૧

બારશે મોરી સાહેલડી, બારજ બાંધ્યા બંધ;
કસનારા નર કશી ગયા, એતો કદી ન છુટે બંધ;
હરી હઠ મેલને રાધે૦ ૧૨

તેરશે મોરી સાહેલડી, વ્યાદળ વાધ્યો રંગ;
ઓશાડની મુળી એક છે, મને ડશીયા છે કૃશ્ન ભોરંગ;
હરી હઠ મેલને રાધે૦ ૧૩

ચઉદશે મોરી સાહેલડી, પાસા લીધા હાથ;

મેં જાણ્યું પડશે પાધરા, એતો પડીયા છે ખારે વાટ;
હરી હઠ મેલને રાધે૦ ૧૪

પુનમે મોરી સાહેલડી, પુરીજ કરજો આશ;
મેં જાણ્યું જે હરી આવશી, હવે થઇ બેઠીછું નિરાશ;
હરી હઠ મેલને રાધે૦ ૧૫



## દીકરીને નિશાળે મોકલવાની ગરબી.

"મોહનજીએ મોકલ્યુરે મોસાળુ" એ રાગની છે.

નાનકડીને મોકલોને નિશાળે,
વિદ્યાથી થશે બુદ્ધિ વિશાળે; નાન૦
બાળાપણુથી નિશાળે જો બેશે,
પૂરા પંડમાં સદ્દગુણ પેસે; નાન૦ ૧
ભોળી મા મેલે છોકરાં ભમતાં,
લડે ને રડે રસ્તામાં રમતાં; નાન૦ ૨
કાંતો કઇકની જઇ કરશે આળો,
કાંતો ગાવા શીખે ભુંડા ગાળો; નાન૦ ૩
જાય ફેલથી લુગડાં ફાટી,
મેલાં ઘેલાં ફરે ચુથે માટી; નાન૦ ૪
કઇક ઘરમાં રમે તો કદાપી,
તાત માતને મેલે સંતાપી; નાન૦ ૫
મળે નહી તે બીજો મોટે માગે,
લઇને રઢ પછે રડવાને લાગે; નાન૦ ૬

ખોટા હઠ નથી દેખી ખમાતા,
તેથી માર મારે તેની માતા; નાન૦ ૭
ભણશે ભણતર જો ભલી ભાતે,
શાણી સારી સાહેલી સંઘાતે; નાન૦ ૮
શિખે શુધ્ધ શિખામણ સારી,
ચાંપે ચિત્તમાં જુઓને વિચારી; નાન૦ ૯
દિસે ભણી ગણી ડાહાપણવાળી,
સદાચરણથી ચાલે સંભાળી; નાન૦ ૧૦
ગાતે ચેતી લેશે ચતુરાઈ,
ઠગી નહી શકે ઠગના ઠગાઈ; નાન૦ ૧૧
ગણી લક્ષ લેશે સારી ગમના,
ભુત પ્રેતની ભાગશે ભ્રમના; નાન૦ ૧૨
ધર્મ કર્મ કરે મન ધારી,
સારાં શાસ્ત્ર શિખે સુખકારી; નાન૦ ૧૩
સાચુ સ્વર્ગ સાધન શોધે,
બીજી બ્હેનપણીને પ્રબોધે; નાન૦ ૧૪
જેથી જગતમાં શુભ જસ પામે,
પુરા પ્રેમથી પ્રભુ પદ પામે; નાન૦ ૧૫
માત તાતને મન થાય ગમતી,
ભુંડી ભાતે ભમે નહી ભમતી; નાન૦ ૧૬
આચરણ એવાં ઉતમ આવે,
શાણી થઈને સાસરિયું શોભાવે; નાન૦ ૧૭

હેતે હળી મળીને રહે હરખી,
શોભે સારી રીતા સુંદર સરખી; નાન૦ ૧૮
માત તાતની પ્રીતીને તાજી,
સારા સંસારમાં રાખે સાજી; નાન૦ ૧૯
એતો આદરો વચન અમારૂં,
તેતો અંતે છે હેતુ તમારૂં; નાન૦ ૨૦
સારા શીક્ષક સઉને સુધારે,
વારે વારે વીવેક વધારે; નાન૦ ૨૧
એને આજથી આગ્રા આપો,
સ્થિરતાથી નિશાળમાં થાપો; નાન૦ ૨૨
પૂત્રી હોય પોતાને જો પ્યારી,
સારૂં શીખવીને કરો સારી; નાન૦ ૨૩
કહ્યાં કથન સ્વદેશીને કામે,
રૂડી રીતથી દલપતરામે; નાન૦ ૨૪

---

ગરબીઓ.

મારા મન ગમતા મહારાજ મારે ઘેર આવોરે,
હુંતો તલશું તમારે કાજ હરીને બોલાવોરે. ટેક.
વિલંબ ન કરશો વાહલારે, આવો અમઘેર આજ;
ઘેર ઘેરના પકવાન પડાવું, વીઠલ તહારે કાજ. મારે ૧
મનમાં હતું જે મહાવજીરે, મુખથી કેમ કહેવાય;
આવી શકો તો આવજોરે, મારૂં જોતામાં જોબન જાય. મારે. ૨

આ જોને આંગણીએ ઉભા, રંગીલા રાણછોડ;
રાધેના સ્વામી પ્રભુ અંતરજામી, પુરો મારા મનડાના કોડ.

---

જેનો પીઉડો તે પરઘેર જાય, સખી શું કરીએરે;
અમથી એકલડાં ના રહેવાય, વિજોગે મરીએરે.
રૂપ જોવંતો રસીયો રૂડો, પરાણે કરેછે પ્રીત;
આણતેડયા આંગણીએરે આવે, એવી તે એની રીત સખી.
ખોલાવ્યો ખોલે નહીંરે, કેને કહીએ પેર;
શેરડીયે સામો મળેરે, વાલો નમ્યાં તે ઢાળે નેણ સખી.
છળભેદ છાના રમેરે, અમને વાયદે વાય;
રાધેના સ્વામી પ્રભુ અંતરજામી, વાલા આવી પડે ઓળખાય.
સખી શું કરીએ રે. ૩

---

જાવ જુઠડા બોલ્યા કહાન, જાણ્યાજી જાણ્યારે;
એવા ધુતારાના ઢંગ, પરઘેર માણ્યારે. ટેક.
વાટ જોવતાં રૂજની વીતી, ઉગમતે સુર;
કામણગાળા કહાનજીરે, વાલે અમને વીસારયાછે દુર. જાણ્યા
પરનારી શું પ્રીતડીરે, કીધાં કામો કામ;
અહીં આવીને શું કરે, જેનો ઘેર ઘેર હોય વિશ્રામ; જા.
કોઇ મંદિરમાં કહાનજીરે, કીધી લીલા લેહેર;
રાધેના સ્વામી પ્રભુ અંતરજામી, મેં તો જાણી તમારી પેર
જાણ્યાજી જાણ્યારે. ૩

ગને કરન જોયાના કોડ, સઈયર ચાલોને;
ઉમીયાજીને લાગુ પાય, હરીવર આલોને. ટેક.
દેરે દેરે દીવા કરૂંરે, પુજુ શંકર દેવ;
શામળીઆ વર પામવારે, હું તો કરૂં પ્રભુજીની શેવ, સઈયર
ગોકુળની ગોવાળણીરે, હાંડે મલપતી ચાલ;
એના ઉર ઉપર મોહન મોહી રહ્યોરે;
એનુ મુખડુ છે લાલ ગુલાલ; સઈયર ચાલોરે. ૨
સાસુ મારી જસોદા સતીરે, સસરો નંદલાલ;
કંથ કોડીલા કહાનજીરે, મારૂં સાસરૂ ગોકુળ ગામ. સઈ.
કાળંદ્રીને કાંઠલેરે, નાતાં નિરમળ નીર;
વસ્ત્ર વાઢલો હરી ગયોરે, હું તો શેણે ઢાંકુ શરીર. સઇયર ૪
ગાય શીખેને સાંભળેરે, રાધાજીનો રાસ;
નર નારી વૈકુંઠ પામશેરે, ગાય નરસઈયો તે દાસ સઈયર ૫

— ✻ —

તારી મોરલીએ મહારાજ, મન હરી લીધાંરે;
મારી ગઇ છે તે સુધને સાન, કામણ કીધાંરે. ટેક.
સાંભળતામાં સુધ બુધ ભુલી, ને તન મન વ્યાકુળ થાય;
પુત્રી પતી પરિવાર સઉ કો, મને મંદીર ખાવા ધાય. મન ૧
અંતરમાં વ્યાકુળ થયારે, વીસરી ભોજન પાન;
અવળાં આભુષણ પેહેરીયાંરે, મે તો નેપૂર ગાલ્યા કાન. મન
સેંથે તે કાજળ સારિયાંરે, નયણે સીંદુર રેખ;
એકએકથી ઉતાવળીરે, નિસરી આવી તે દેખા દેખ. મન

સનમુખ આવી ઉભા રહ્યારે, નયણે નીરખ્યા નાથ;
લક્ષમણના સ્વામી સંગેરે રમતા, મેં તો હરખે જોડ્યા હાથ.

---

ત્યારે બોલ્યા હળધર વીર, આજી શીદ આવીરે;
તને કોને દીધોતો સાદ, બુધિયે ગમાવીરે. ટેક
આની વેળા અડધી રાતરે, કહોને શું છે કાજ;
નીરલજ થઈને નીસરચાંરે,
તમે ખોઇ તે કુળની લાજ; અહીં શીદ૦ ૧
વેદ તણી મરજાદ લોપીને, ન ગણ્યો સઉ સંસાર;
પણ ખોયું પતીવરતા તણું રે,
તું તો તજીને ભરથાર, અહીં શીદ૦ ૨
હું જાણુંછું વન જવાને; આવ્યા સઉ નીરધાર;
બંસીરે બટની કુસમ કળી પર,
ભમરો કરેરે ગુંજાર; અહીં શીદ૦ ૩
વન જોયું ને ઘેર પધારોરે, સારી તમારી આશ;
લક્ષમણના સ્વામીનાં વચન સુણીને,
ગોપી થયાંરે નિરાશ; અહીં શીદ૦ ૪

---

ત્યારે બોલ્યાં ગોપી જન હવે ક્યાં જાઇએ રે,
તમે પુરો અમારી આશ એમ ન કહીએ રે. ટેક.
માત પીતાનું કહ્યું ન માન્યું, ન ગણ્યો ઘેર ભરથાર
તમો વિના અમને કોઈ ન ગમે;

સુનો લાગે સઉ સંસાર. હવે કયાં જાઈએ રે. ૧
રમણ કરોને અમારી સાથે, રૂડું વંદ્રાવન;
ના કહેશો તો નિરધેર પડશે.
તમ આગળ અમ રૂ તન, હવે કયાં જાઈએ રે. ૨
આશ ભરયાં અમો આવીયાંરે, રમવાને તમ સાથ;
તેડીને તરછોડીઆરે,
તેનો ન ઘટે તમને નાથ, હવે કયાં જાઈએ રે. ૩
અંતર પ્રીત જોઈ અબળાને ને, હરીને ભીડી બાથ;
લક્ષ્માણના સ્વામીએ રાસ માંડ્યો,
શરદ પુનમની રાત, હવે કયાં જાઈએ રે. ૪

---

શ્રી વંદ્રાવન મોઝાર રાસ મળી માલેરે,
સઉ કનક મણીના ભોમ, ઠમકે ચાલેરે. ટેક.
ઘુઘરી ઘમકે ને નેપુર ઠમકે ઝાંઝરનો ઝમકાર,
કંઠ પરસ્પર બાવડીરે,
થઈ થઈ કરે સઉ નાર. રાસ મળી માલેરે. ૧
આલીંઘન ઉપર લો ચુમન, આનંદ ઓવચ્છો થાય;
શામળીયા શું રંગભેર રમતાં,
ઉલટ અંગ ન માય. રાસ મળી માલેરે. ૨
વિઠ્ઠલને વશ કરવાને કાજે, હળવે કરતી આળ;
નેણ કટાક્ષ નેણથી જોતી.
ગોપી લેતી પરસ્પર તાળ; રાસ મળી માલેરે. ૩

શુધ ન રહી શરીરની ને, રજની કીધી ખટ માસ;
લક્ષ્મણના સ્વામીની સંગે રમતાં,
ગોપી કરતી હાસ વિલાસ;         રાસ મડી માલેરે. ૪

---

ગોરસવાળી ગોપિકા, ઓ ઉભી રે,
આપી જાને દાણ, અબળા ઉભી રે;
દાણ અમારૂં લાગેછે, ઓ ઉભી રે,
વાલ્પમ બોલ્યા વાણ, અબળા ઉભી રે.        ૧
સંગ સખા ગોવાળિયા, ઓ ઉભી રે;
રોકી હરિશુ ઘાટ, અબળા ઉભી રે;
ગિરધારી કહે ગોડિયે રે, ઓ ઉભી રે,
ફોડું મડીનું માટ, અબળા ઉભી રે.        ૨
લાલાજી કહે લેઇશુ રે, ઓ ઉભી રે,
નહિ રહે તારી લાજ, અબળા ઉભી રે;
હરજી કહે હાથે કરી રે, ઓ ઉભી રે,
ઉતારૂં તે આજ, અબળા ઉભી રે.        ૩
માટે આપો આપશુ રે, ઓ ઉભી રે;
મુકી માન ગુમાન, અબળા ઉભી રે;
નાનાના સ્વામી મળ્યારે, ઓ ઉભી રે,
મથી તજને સાન, અબળા ઉભી રે.        ૪

---

રાખો છો તે જાણીએરે, એ શામ લિયા;

ડાહાપણ ન આવ્યાં કામ, સુંદર શામળિયા;
મથુરાંથી તમે આવીયારે, ઓ શામળિયા;
નાશી ગોકુળ ગામ, સુંદર શામળિયા, ૧
તે દહાડા સંભારિયેરે, ઓ શામળિયા;
જોર જણાવો આજ, સુંદર શામળિયા;
અરધા રાતે શું નાઠા, ઓ શામળિયા;
ત્યારે ન આવી લાજ, સુંદર શામળિયા. ૨
કુંવર કોના થઈ રહ્યારે, ઓ શામળિયા;
પર ઘર ભરતા પેટ, સુંદર શામળિયા;
નવલખ્ખં ગયો નંદને રે, ઓ શામળિયા;
પણ વૃષભાનની હેઠ, સુંદર શામળિયા. ૩
જોરાવર થઈ નવ્ય જીતો, ઓ શામળિયા;
પ્રીતે થાશે કામ, સુંદર શામળિયા;
કહે નાનો કહે કામની, ઓ શામળિયા;
મુકો માન તમામ, સુંદર શામળિયા. ૪

---

શામળીયા લાલ સોસુડી સંતાપે કહો કેમ કીજીએ;
કયાં જઈએ હરી ઘરમાં બેશી રહીએ તો રાંડ ખીજશે.
મારી સાસુ સંખણી છે એવી, નણદલને નાતરે દઉ પહેલી
તેતો વાત નથી કહેવા જેવી, શામળીયા૦ ૧
મારો સમરો સાધુ જન ઘણો, મને આશરો છે તેહના તણો
મારો જેઠ ઝાંપડો ખુંચી વુનો, શામળીયાં૦ ૨

મારો દીયરીઆ હઇયા મેલો, તેતો જડછ કરવા મઉ પહેલો
એની કુષ્ટ બુધી ઢોરી મેલો, શામળીયા૦ ૩
જાણે સુડી વચે સોપારી, હું તો અનાદની છું તમારી;
પદ ગાશે વઇસ્નવ વિચારી, શામળીયા૦ ૪

---

સુણ ચતુરસુજાણ પરનારીની પ્રીત કધુ ન કીજીએ,
જેને પ્રીત કરી પરનાર તણી, એને હઇડે રૂંધણ થાય ઘણી
એને કુળની લાજના કંઇ નારે ગણી, સુણ૦ ૧
તમે પહેલાં મળશો દુતીને, તારૂં સરવશ લેશે ધુતીને;
પછી રહેશો અંગ ભભુતીને, સુણ૦ ૨
તમે ખોટા મુછો મરડીને, તારૂં કાળજુ ખાશે કરડીને;
નહી મુકે માંસ આંતરડીને, સુણ૦ ૩
તને પ્રેમના પ્યાલા પઇને તારૂં સરવ લેશે વાઇને;
તને કરશે ખોખુ ખાઇને, સુણ૦ ૪
પ્રીતમના સ્વામી છો પ્યારા, તમને ગોપીઓ કરે કાલાવાલા
તમે દરશન દોને મોરલીવાળા, સુણ૦ ૫

---

ઘડો, હાંલ્લી, ચાઇડનો અને ઢાંકણીનો સંવાદ.

હાંલી—ઘડારે મેરા ઘડુલીયાને અમશું આવો હડાયાં,
કાના સહીને પછાડશું તો અડધા રહેશો પડાયા. ૧
ઘડો—તું પોહોળી તું પાતળી તારી જાત તણી રૂપાળી,
ખાઇ પીને તને એટલે મુકી કુતરે વટાળી. ૨

હાંલ્લી ઘડારે મેરા ઘડુલીયા ને આમ શું બોલો રાણા;
  ઘડતી વખતે હોત પાસ તો મારી કરાવત કાણા.
ઘડો--પહોળા મોંની બીહામણીને તું છે કાળી કાલી;
  નાનાં છોકરાં મુતરે તું તો મુતરવાની તોલી. ૪
હાંલ્લી-ગળે ફાંસો કુવામાં નાંખ્યો માંહી પડતાં ન લાજયો
  નારી ઝીલતાં ભુલી પડી તો-ભડ શંગાથે ભાગ્યો
ઘડો--હું રતુમડો હું રહોપાળો મને સૌ લોક જુવે;
  તારે મોંઢે આંખ્યો બમણી મુજ વીના કોણ પુછે ૬
હાંલ્લી-ઘડારે મેરા ઘડુલીયાને હું તો તારી રાણી;
  ચુલે બેસી કરૂં ગડડકા તને ભરાવું પાણી. ૭
ઘડો--વરને વેળાએ મને નાતરે વરઘે વીવાહ હોય;
  વગર વાંકે તને ચુલે ચઢાવે તારી દયા ન જાણે કોય
હાંલ્લી-જેને હેઠે બળતુ વાલુ જેને નારી ફુંકે;
  મુવા પછાડી ટાઢી વાળે તને મશાણમાં મુકે. ૯
ઘડો--મુજ પેહેલી તુજને મંગાવે માંહી ભરે અંગારા;
  નાક વિનાની નકરખંદી, તને મારગ પડી મુકે ૧૦
સ્ત્રી--એક ઘડામાં એક પકવ્યાં એમાં શી વખતાઇ
  મારાં સસરાં બડબડ મુકો સરકાર લેશે સાઇ. ૧૧
ઢોકણી--તું રે રતુમડો તું રહોપાળો તું ઘણેરા ડાહ્યો;
  સારે કામે અરથ ન આવ્યો તને હગતી વખતે સાહયો
ચઇડયો-તું પાહોળી તું પાતળી તારી જાત તણી રૂપાળી
  તારૂં સહાપણ મુકી દે તને અંગારામાં બારી. ૧૨

ઢાંકણી—ભારી ભારી શું કરે તારી વાત કંધગી જાણી;
છાનો માનો બેશી રહે ગોળા ઘેર ભરતો પાણી.
આઇડવો—પાણી ભરૂં કે બેશી રહુ પણ નામ નરનું રાખુ
શું કરૂં મને શરમ ઘડાની નહી તો મારી નાંખુ.
ઢાંકણી—મારી મારી શું કરે કંઈ ઊંઘમાંથી જાગ્યો;
છણ વીખાવલા એવું બોલ તને ટપલે નથી વાગ્યો
આડવો—ડાહી ડાહી તેને સઉ કોઇ કરે ગાંડો કહી બોલાવે
ગાંડ વીના મરખડતો ફરે તોય કોઇ હઇયે ન લાવે
સ્ત્રી—ધઈડો કાકો ઘડુલીયોને બળતી તે શું ભાખે;
કાલાવાલા બેઉના કરીને છોકરાં છાનાં રાખે.
ઘડારે મેરા ઘડુલીયા ને હમસુ આવો અડાયા;
કાના સાહાને પછાડશુ તો મારગ રહેશો પડાયા. ૧૯
ઘડો—પેહેલી પાડું ઢીંચણે ને પછી બેસુ હઇયે;
ગાલે થઇને આડા બેસું તો મરદ ઘડુલો કહીએ ૨૦



## કાળકાનો ગરબો.

જુગ દેવા જશ ગાઉછું મહાકાળીરે;
જીભવાએ વસજો માત પાવા વળીરે. ૧
શેવક જાણી તાહરો માહા, શીર ઉપર ધરજો હાથ પા૦ ૨
હોંશ હઇયામાં થાયછે માહા, ગુણ ગાવાનું છે મન પા૦ ૩
કૃપા કરો તમે દાસને માહા, તેથી ઉપજે બુદ્ધિ પાવન પા૦ ૪
ગુણ ગંભીર છે તાહરા માહા, કેહેવાં ન આવે પાર પા૦ ૫

બાળક બુદ્ધિ શું કરે મા, જો હોય તારો આધાર પા૦ ૬
નવતેરી નગરી વિશે મા, ચંપાવતી ચતુર સુજાણ પા૦ ૭
રામ સરીખુ રાજા છે મા, માંહી વસે અઢારે વરણ પા૦ ૮
ત્યાં ચતુર નારીઓ અતીઘણી મા, નીરમળ છે તેનુ મન પા૦
ગરબા ઝેલે ચોકમાં માહા, નવરાત્રી કેરે દીન પા૦ ૧૦
સણગાર સરવે શોભતા મા, નારી કુંજરના ચાર પા૦ ૧૧
ગુણવંતી ગરબે રમે માહા, રાણીને મનસુ ધીર પા૦ ૧૨
તાળીની ઝડીયો પડે માહા, ત્યાં શોભા નઉતમ થાય પા૦
કોકીલા શબ્દ સોહામણા મા, નવરંગી નારી ગાય પા૦
તે મધે માતા આવીયાં માહા, ચાંદનીના સરખુ રૂપ પા૦
સુરજ સરખાં શોભતાં માહા, માયે રૂપ ધરયું અદભુત પા૦
રાણીઓ સરવે ઝાંખી પડી મા, મા તેજ તણો અંબાર પા૦
રાણીઓ મનમાં એમ ધરે મા, બાઈ આ નવલી કોણ નાર
રૂપ સ્વરૂપ આગલી મા, જેની સોના સરખી કાય પા૦
મધ્યરાતે રાણીયો પરવરી મા, જઈને નામીયો રાય પા૦
રાણીયો રાય આગળ કહે મા, સાંભળજો પ્રાણ આધાર પા૦
એક રામા રમવા આવીયાં મા, જ્યાં બાવનમો બજાર
બત્રીસ લક્ષણ આગલી મા, તેતો પદ્મનીનો અવતાર પા૦
તેને જોઈ ત્રીભોવન મોહી રહે મા, તે આગળ નહી કોઈ નાર
રાજનને નારી ગમી માહા, વળી સુરજ થયો પ્રકાશ પા૦
તે દીવસ ગયો અતી દોહલો મા, મનડામાં મોટી હામ પા૦
વળી રાત પડી રવી આથમ્યો મા, ચોઘડીઆં ઠમકે બાંકાર

ઘેર ઘેરથી સહુ નીસરયાં મા, જરૂખા ગાવા સહુ નાર પા.
રંગ મચ્યો સાહુલડી મા, એવામાં આવ્યાં માત પાવા.
ત્યાં રાણીએ દાસી મોકલી મા, રાય આગળ કહેવા વાત
ત્યાંથી પતાઈ રાવળ ઉઠીઓ મા, જોવાને નવલી નાર પા૦
આવી નીરખી નયણે ભરી મા, તેને વરેહ વાધ્યો અપાર.
નખશીખ સુધી નીરખીયાં મા, મુરછાયે પડીયો રાય પા.
રાજા રંગે મોહી રહયો મા, નારીશુ લાગ્યો નેહ પા૦
રમતાં રજની વહી ગઈ મા. સઉ વળ્યાં પોતાને ઘેર પા૦
ત્યારે માતા ચાલ્યાં એકલાં મા, પતાઈએ જાણી પેર પા૦
પાપી પુંઠે પરવરયો મા, માતાનો ઝાલ્યો હાથ પા૦ ૩૭
માગ માગ મુખથી કહયું મા, એવું મુખથી બોલ્યાં માત.
તારૂં રૂપ વસ્યું હરડા વિશે મા, હુ રાખીશ મારે ઘેર પા૦
ત્યાં મોહોલ ચણાવું માણેકના મા, તેણી કોઈ ન જાણે પેર
મારે મોહોલે રાણીઓ અતીઘણી મા, તેમાં પટરાણી આપ
ખાઓ પીઓ ખુશીઓ કરો મા, રૂડી રાજય સરખી રીત
ત્યારે કોપ કરીને બોલીયાં મા, તારૂં પ્રગટયું રાજા પાપ.
તારૂં રાજ્ય જશે જડમુળથી મા, આવી મળશે તારો કોમ
ચેત ચેત તું અભાગીયા મા, એવું કહી પધારયાં ત્રીભુવન
પછી પૂર્વથી દળ આવીયું મા, ત્યાં રોપ્યો છે રણથંભ
પોઠ સજાવી પાધરી મા, ખુટ્યો દરવાજે ખખ પા૦ ૪૭
[illegible]દાસે રહીને પૂછાયું મા, શું ભરયો છે માલ રસાળ પા૦
ત્યારે ખુટી માગી બળ કરી મા, નિકળ્યા છે મોગલા દહીંત

ત્યારે સળીએ વાકુળીએ સત્ય મુકયું મા. જઈ કહી પતાઈને ઘેર.
જુધ્ધ મચ્યું જેમ જોરથી મા, ત્યારે થઇ રહયો ઉતપાત પા.
ત્યારે એવું દળ સઘળુ હણ્યું મા, તે જુધ આલ્યુંછે વર્ષ બાર
ત્યારે લેઇ લશ્કર આગળ થયો મા, પછી ભરાવીયો ભંડાર
લોહી તણી નદીયો વહી મા, ત્યાં વરત્યો હાહાકાર પા૦
ત્યારે પતઈ રાવળનું પત ગયું મા, ત્યા જાણી જુગમાં વાત
ત્યારે પતઇ મનમાં સમજીઆ મા, મુજ ઉપર કોપ્યાં માત
કરગરતો રાજા શરણે ગયો મા, બેઉ સનમુખ જોડી હાથ
મુજ ઉપર માના મેહેર કરો મા, દળ સઘળુ પાછું જાય.
માહાકાળી મનમાં એમ ધરે મા, સુખાને આપ્યું સુખ.
માતું અનામી રાજીઆ મા, પતાઇનું ટાળયું દુઃખ પા૦
જે ગાય શીખે ને સંભળે મા, તેની પૂરે માતા આશ પા.
માતું જસાવંતા કાળકા મા, ગુંણ ગાયછે ગોકળદાસ પા૦ ૬૨



## રાધિકાના સ્વપ્નનું ગીત.

માતાજીરે આજ આનંદ મારે અંગેરે,
શ્રી કૃષ્ણ પરણ્યા મારે સંગેરે, આજ૦ ટેક.
માતાજીરે આજ સપનું એવું દીઠુંરે,
અમૃતથી લાગે મને મીઠું રે; આજ૦ ૧
માતાજીરે જાણે વૃષભાન મુજ તાતરે,
બ્રાહ્મણ મોકલ્યો પરભાતરે; આજ૦ ૨
માતાજીરે તમે જાણે નંદ ઘેર વીવાં કીધાંરે,

મેં જાણે હરિવર માગી લીધોરે; આજ૦ ૪
માતજીરે રૂપવંતો ગુણવંતો હું નરખુરે,
હઇડામાં એને જોઈ હરખુરે ; આજ૦ ૫
માતાજીરે તમે જાણે જમાઈ તેડયો જમવારે,
હુ દેખી લજવાણી ગઇ રમવારે; આજ૦ ૬
માતાજીરે તમે જાણે લગન મારાં લીધાંરે,
સગા સબંધી ભેળાં કીધાંરે; ૭
માતાજીરે બારણીએ તોરણ બંધાયરે,
માનની મંગળ ગાયરે; આજ૦ ૮
માતાજીરે સગાં સબંધી મળી આવ્યાંરે,
લાડકા લાડુ સરવે લાવ્યાંરે ; આજ૦ ૯
માતાજીરે જાણે નટવર ચઢિયા વરઘોડેરે,
આવીને ઉભા તારે ટોડેરે; આજ૦ ૧૦
માતાજીરે તમે પધરાવ્યા પોંખી પ્રોતેરે,
માંડવો શોભા રૂડી રીતેરે; આજ૦ ૧૧
માતાજીરે મને જાણે હરી સંગે પધરાવીરે,
મેં જાણ્યું માંયરામાં હું આવીરે; આજ૦ ૧૨
માતાજીરે કંઘે કંસાર જમાડયો રીતેરે,
મેં પણ પ્રભુજીને જમાડયા પ્રીતેરે; આજ૦ ૧૩
માતાજીરે વૃષભાનજી મુજ તાતરે,
પેરામણી આલી ભલી ભાતેરે; આજ૦ ૧૪
માતાજીરે તમે જાણે કુળની રીત કરાવીરે,

મુજને સાસરિયે વળાવીરે; આન૦ ૧૫
માતાજીરે જસોદા સાસુજીને પાયે લાગીરે,
એટલે હું ઝબકીને જાગીરે; આન૦ ૧૬
લાડકડીરે તારૂં સપન જે કોઈ ગાશેરે,
દયાનો સ્વામી પરસન થાશેરે; આન૦ ૧૭

શાખોઆને શમશાઓ

મીઠડાં ગોરસલો ગોરસલો, તમે ક્યાંનાછો ગીરધારીરે, મીઠડાં ગોરસલો. હમે ગોકુળના ગીરધારીરે મીઠડાં ગોરસલો ગોરસલો. હાંરે તારૂં ગોરસ લાગેછે મીઠું, હાંરે તારા બાપ જનમારે નથી દીઠુંરે, મીઠડાં ગોરસલો ગોરસલો. ટેક

સરસ્વતી માતને વિનવું, ગણપત લાગુ પાય;
અલબેલી અબા આશ પુરજો, ગુણ શેવક તમારા ગાયરે મી.
પથર મઠી થઈ પ્રેમદા, ભોજન કરતાં ગાય; અડધુ ખાઈ ફરે કુદડી, તેનું એઠું તે સઉકો ખાયરે; મીઠડાં૦ ૧
નાનીશું નખ જેવડારે, અલ્પા કડવાં વેણ ન બોલ; હુંશું વખની કુંપલી, તને મારીશ પેલે પારરે, મીઠડાં૦ ૨
ટુકે પાને આંબલી, લાંબ પાન ખજુર; છોગાળા નર વહી ગયા, મારે માથે ભાગ્યોછે મજુરરે; મીઠડાં૦ ૩
કાચી તો કેરી ભલી, પાકાં ભલેરાં પાન; માયા તો માની ભલી, નહી તો એંવા ભાર કમાનરે, મીઠડાં૦ ૪
પાટણ પેઠી દો મુખી, નાગુજ નામે નામ; તે નરને સાૃ

હુ મણું, એને છેલ સંગાથે કામરે, મીઠડાં૦ ૫
કોણે હીમાળો શેવીયો, કુણે શેવી આગ; કોણે કરવત મુ-
કાવીયાં, કેઈ નારીને કાજરે, મીઠડાં૦ ૬
કાયે હીમાળો શેવીયો, ચુને શેવી આગ; સોપારીએ કરવ
ત મુકાવીયાં, રાણી નાગરવેલને કાજરે, મીઠડાં૦ ૭
એક અંધારી ઓરડી, બીજી પેરાણુ ગત; ત્રીજે શોકનો
ઢોલીયો, એનો ઝઘડો લાગ્યો સારી રાતરે, મીઠડાં૦ ૮
માથા કેરો ગોફણો, હૈયા કેરો હાર; દહાડે કરૂં ચાકરો, એ
ને રાતે કરૂં ભરથારરે, મીઠડાં૦ ૯
પાણે નાચે પારેવડાં હઈડે નાચે મોર; પરણ્યા એટલા મા
નવી, પીટયા કુંવારા હરાયાં ઢોરરે, મીઠડાં૦ ૧૦
ચાર ફાડા ઘડન કરૂં, કાંકણ મેલું નિશાન; ઉતર ચુડા કા
રમા, તારો પીયું પાઢયો મશાણરે, મીઠડાં૦ ૧૧
મધડે માળો ન ઘાલીએ, લામડો લેર જાય; પારકા પુરૂષ ના
શેવીએ, એનો પરોઢીએ ઉઠી ઘેર જાયરે, મીઠડાં૦ ૧૨
નદી બાંધુ નવ ડાંડિયે, સમુદ્ર બાંધ્યો કેમ જાય; તુજને બાં
ધુ વડોદરાને ગાંદર, તારી ફઈ છોડવવાને જાયરે, મી ૧૩
કાળા ગજકણનું કાપડુ, માંહી ભરયું છે હીર; ઘરનો ધણી
પિટયો હીજડો, મારો પાડોશી બાવન વીરરે, મીઠ૦ ૧૪
સોપારી વખાણુ સોરડી, જેના લીલાજ પીળા રંગ; સ્ત્રી
વખાણુ પાતળી, જેનાં વાળયાં વળે છે અંગરે, મીઠ૦ ૧૫
ઊભી ગોરી ઉજળી, જળ ભરવાને જાય; કાંટો વાગ્યો

પ્રેમનો, તેતો ઉભો જોલા બાપરે,                મીઠડાં૦ ૧૬

આંડી માથે બેડલુ, માકણ હોટેહારે; જુવારી પાસે નાણુ
રહે, તેને જતાં કેટલી વારરે,                મીઠડાં૦ ૧૭

અગ કાણુ દાત ઉજળો, ચાંને ભમર ચાલ; સાસુ વહુને
દીકરી, તરણુનો એક ભરથારર                મીઠડાં૦ ૧૮

બાપે જનમી બેટડી, બેટીએ જનમ્યો બાપ; એ અરથ
કહો મારા ઠાકરો, એમાં બેટી ભલી કે બાપરે, મી૦ ૧૯

જળમા બેશી ઘર કર, જળમાં બેસી નાહ્ય: મુસ્તક વાઢે ન
મર, તેની આંખ્ય હોડે જીવ જનારે,                મીઠડાં૦ ૨૦

પડી પણ ભાગી નહી, કડકા થયા બે ચાર; વગર પાંખે
ઉડી ગઈ, તમે પંડીત કરોને વિચારરે;                મીઠડાં૦ ૨૧

અગ્નિ કુંડમાં નિસરયો, ભમર કુંડમાં નાહય; પંડીતા પુછે
પંડિતને, તેનો ફુલ વેતાને બાપરે,                મીઠડાં૦ ૨૨

કર વિના જે કામની, મુખ વીના જે દંત; મુવેલી જીવતાને
ગળે તમે મોકલાવજો ગુણીયેલ કંથર,                મીઠડાં૦ ૨૩

રાધા તારૂં રૂશણું, જેમ આટામાં લુણ; કરન સરીખા બા
તણા, તને હાડી મનાવે કુણરે,                મીઠડાં૦ ૨૪



# જાહેર ખબર

નિચે સહી કરનાર નમ્રતા પૂર્વક જાહેર કરે છે કે નિચે લખેલી ચોપડીઓ અમારી પાસે વેચવાની છે.

| | |
|---|---|
| પેહેલીના અર્થ....૦-૧-૦ | લગનમાં ગાવાનાં ગીત૦-૩-૦ |
| બીજીના અર્થ....૦-૨-૦ | પરનારીનીપ્રીતનકરવાવિષે૦-૨- |
| ત્રીજીના અર્થ....૦-૩-૦ | પ્રાઈમરનો તરજુમો૦-૯-૦ |
| ચોથીના અર્થ....૦-૪-૦ | સેકંડબુકનોતરજુમો૦-૮-૦ |
| પાંચમીના અર્થ...૦-૫-૦ | થર્ડબુકનો તરજુમો ૧-૦-૦ |
| છઠીના અર્થ....૦-૬-૦ | સુરબાનીરમુજી વારતા૦-૧૨-૦ |
| સાતમીનાઅર્થ...૦-૭-૦ | કવિતાના અર્થ.....૦-૪-૦ |
| સાતટીનાઅર્થ....૦- | [illegible]ના છ॥....૦-૪-૦ |
| ગુજરાતના સંક્ષેપ...૦ | [illegible]રણના પહરચ્છેદ. ૦-૮-૦ |
| મોરીસના સંક્ષેપ...૦-૬-૦ | મોઢે ગાવાના હિસાબ૦-૨-૬ |
| પેહેલુ ધોરણ.....૦-૨-૦ | હિંદુસ્તાનની ભુગોળ૦-૫-૦ |
| પાક સાસ્ત્ર....૦-૧૨-૦ | ગુજરાતના ઈતિહાસના |
| ગરબાવળી દલપતરામ | પ્રસનોતર...૦-૨-૩ |
| વાળી.....૦-૨-૦ | વંશાવળી.......૦-૩-૦ |
| નાગરની સ્ત્રીઓમાં ગાવા | આંક ચોપડીટાઈપમા૦-૧-૬ |
| નાં ગીત....૦-૧૨-૦ | ફીતાઓ.........૦-૦-૬ |

આ શિવાય કાયદાઓ તથા વારતાઓની તથા નિશાળમાં ઉપયોગી હરેક જાતની ચોપડીઓ અમારી પાસે વેચાથી મળશે માટે જે સાહેબોને મંગાવવાની ખુશી હોય તેમણે જોઈએ કાગળ લખી ખુલાસો કરવો.

કુંવરજી હઠીસંગ